# અર્પણ પત્રિકા.

શ્રીયુત્ મહાશય.

નાગરદાસભાઇ રણછોડદાસ.

કલીકો મીલના સ્પીનીંગ માસ્તર સાહેબ

અમદાવાદ.

## દોહરા.

કલ્પ વૃક્ષ સમ ગુણમાં, દેતા સરસ સુવાસ;
દશા શ્રીમાળી જ્ઞાતમાં, નરવર નાગરદાસ. ૧
સભ્ય અને સાદાઇમાં, ખલકે વરતા વાસ;
ગૌરવથી નિજ જ્ઞાતમાં, નરવર નાગરદાસ ૨
નિર્મળ મનથી નાતના, શુભ ચિંતક છો આપ;
પારસ મણિના ગુણથી, નરવર નાગરદાસ. ૩
દયા દીનની ખાણ છો, સુખ તણા છો છાજ;
પરોપકારી કામમાં, નરવર નાગરદાસ. ૪
સંતોષી સંપૂર્ણ છો, વિકાર ઝેર ન વાસ;
કોહિનૂર રૂડા કુળના, નરવર નાગરદાસ. ૫
નીતિ પર પ્રીતિ ઘણી, સત્ય તણા છો દાસ;
વિનયવંત આ અવનીમાં, નરવર નાગરદાસ. ૫
કીર્તિ કાને સાંભળી, હૈયે વધ્યો હુલાસ;
જે સબબે આ ગ્રંથને, અર્પ્યો નાગરદાસ. ૭
સ્વીકારી આ ગ્રંથને, ઉપકૃત્ય કરશો આપ;
સદ્ભાગી સમજી શકું, નરવર નાગરદાસ. ૮

લી. સેવક.

ત્રિભુવનદાસ નારણજીના

સવિનય પ્રણામ.



શ્રી.

# ત્રિભૂવન તરંગ.

લેખક—કવિ ત્રિભૂવનદાસ નારણજી.



## પ્રભુ સ્તુતિ.

રાગ-"આંખ વિનાનું અંધારૂં રે"

કંઇક કરૂણા ઉર લાવો રે, દયાના નિધિ;
કંઇક કરૂણા ઉર લાવો,
જગત વિષે હું જન્મ ધરીને હાગ ન બેઠો ક્યાંય ઠરીને,
થાક્યો છું હું હવે ભવ ફેરા ફરિને ફરિને રે. દયાના૦
વ્યાધિ, વ્યાધ, થાય ન અળગી ઉપાધિ પણ સાથે વળગી;
એવી ત્રિવિધિ મારા સિરપર સળગી, સળગી રે. દયાના૦
સાર અસાર સર્વ જગ લાગે, ત્રિભુવન મુખ એવું માંગે;
જન્મ મરણ મમ ભાંગો ભાંગોરે. દયાના૦

## શારદા સ્તુતિ.

ગઝલ.

અરે ઓ !!! શારદા માતા, તમારા ગુણને ગાતા.
થયા ધોકા અમે ખાતા. અરે ઓ !!!
તમારા સેવકો થાતા, રીસાયાં લક્ષ્મી માતા;

સરવને સુખના દાતા, અરે ઓ !!!
અમોને એ કહે માતા, નથી મમ ગુણ કાં ગાતાં ?
રહ્યાં છે તે થકી જાતાં. અરે ઓ !!!
કર્યો છે ખાર જો ખાલી, મમતને જીગરે જાલી;
ગયા તે ઘરથકી ચાલી. અરે ઓ !!!
નં ખાગે પેટમાં દાણા, પીટે છે છાતીએ પાણાં;
કર્યાં ત્યાં તેમણે થાણા. અરે ઓ !!!
ઘણા કંજુસના કાકા, કરે ખાવા છતાં ફાકા;
વસ્યા છે ત્યાં જુવો જાતાં. અરે ઓ !!!
નથી જ્યાં ક્રોધને મળતું, નથી જ્યાં કોઇ પણ રળતું;
નથી જ્યાં કોઇ ને વળતું. અરે ઓ !!!
રીસાવી તે ગયા જેથી, રઝળતા જો અમે તેથી.
દુઃખી સ્થિતી બની એથી અરે ઓ !!!
કવિ થઇ ભીખ માગે છે, તને શું ઠીક લાગે છે;
ઘરે તો ઘંટ વાગે છે; અરે ઓ !!!
રઝળતા વાટને ઘાટે, દેખું છું ધનને માટે;
શરમને જો તજી વાટે અરે ઓ !!!
તજી જો લાજની પરવા, ફરે છે ધન જો મળવા;
વખાણો નિચના કરવા. અરે ઓ !!!
કવિની ટેકને રાખી, નિભાવો જીંદગી આખી;
અમોને ના કરો ખાખી. અરે ઓ !!!
અમે તો ટેકના એવા, ન તજીએ આપની સેવા;
સદા દયો લાભ તે લેવા. અરે ઓ !!!

---

# કાં ! ! ! નોકરીની મઝા કેવી !

## ગઝલ.

ઘણી છે ભીખથી ભુંડી, જુવોને નોકરી લુંડી,
પીડામેં ... છે. ઉંડી, ઘણી છે.
અરેરે હોજરી ભરવી, તે સારૂ નોકરી કરવી,
ફરીને જીંદગી વરવી. ઘણી છે.
ઘણાં છે હુંકડાં પેટો, કેહેવા તેહને શેઠો,
દીએ તે દુઃખડાં વેઠો ઘણી છે.
વખતસર રોટલા ખાવા, ઘરેજો દે નહીં જાવા,
ફશાલા લેટવા આવ. ઘણી છે.
ફકત આ પેટને ભરવા,જવું જો નોકરી કરવા;
અજાણ્યા દેશમાં ફરવા. ઘણી છે.
ઘણા જે પ્રાણથી પ્યારી, અરેરે આપણી નારી;
જવી તે કયાંય વિસારી. ઘણી છે.
સગાના સાથને છોડી, જવું પર દેશમાં દોડી;
કહો આ ! ! ! આપદા થોડી. ઘણી છે.
તોડીને ટાંટીયા મરીએ, ભૂખ્યા તરસ્યા ઘણા ફરીયે;
કદર તે થાય નાં જરીએ. ઘણી છે.
બીમારી થાય તે ટાણે, દયા કોણ દિલમાં આણે;
પડયો બેલ પુછશે જાણે. ઘણી છે.
ધકેલે ગાડીએ ઘાલી, ટીકીટ એક રોકડી આલી;
મારગમાં તો પ્રભુ વા'લી. ઘણી છે.
સદાએ હાજરી દેતાં, મુખેથી હ જી હા. કેતાં;

નથી જો માન ત્યાં રે'તાં ધણી છે.
નિરાંતે ઉંઘતો લેવી, અરેરે હોય છે કેવી;
શનિ જો પાંતના જેવી. ધણી છે.
ગળેનાં નાવું ને ધોવું, મજેનાં લોકને જોવું;
અરે ક્યાં રોદડાં રોવું. ધણી છે.
પગારો આપતાં થોડા, કરાવા નોકરી ઘોડા,
વળી તે આપતાં મોહોડા. ધણી છે.
જરૂરી કામને માટે, રજાનો માગતાં ધાટે;
લડે છે વાઘની હાદે. ધણી છે.
નજર જો નાં પડે નાંખી, ખરેખર જીંદગી આખી;
બનોને છેવટે ખાખી. ધણી છે.
મવાલી હોય છે મોટા, પ્રજાપત વાહનો જોટા;
ભરીને આપવા લોટા. ધણી છે.
દીએ છે કૈક તો ગાળો, ડસે જો તેહને કાળો;
પેશો એ રાફડા વાળો. ધણી છે.
ચડાવે મુખડાં એવાં, ફુટેલાં તુંબડા જેવા,
પડે છે દેખવાં તેવાં. ધણી છે.
વિના જો આપણી ચુકે, ઘણા તો ગાળીઓ ફુકે.
જાણે જો વાંદરા હુકે. ધણી છે.
સીકલ જો દેખીને એવી, પડે છે ફાળ તો કેવી,
ખરેખર દાડમા જેવી. ધણી છે.
સદાએ પેટમાં ભડકો, ધરીને વેઠવો તડકો,
કરો આ નોકરી ભડકો. ધણી છે.
ઘણા તો આપતાં ગાળો, કહે છે ચાલતાં સાળો;

કરે છે માનખ્યો કાળો ઘણી છે.
હુંકારા ઢેડીઆ જેવા, કરે છે કૈકતો એવા;
ખરેખર લાયની જેવા. ઘણી છે.
મળેનાં નારનાં સુખો, પડે છે વેઠવી ભુખો;
એવાં છે નોકરી દુઃખો. ઘણી છે.
શેઠાણી થોબીને છેડા કહે છે છોકરાં તેડો;
મુકેનાં એ વિના કેડો. ઘણી છે.
અકારાં કામને ચિંધે, વળી કરતાં છતાં નિંદે;
જેવાં કે છાતડી વિંધે. ઘણી છે.
ઘડી જો બેસવા જાતાં, દેખે છે દુઃખના દાતા;
કરે છે નયણને રાતાં, ઘણી છે.
ત્રિભુવન સિખ છે એવી, ઘટે તો ઉરમાં લેવી;
પછી ઇચ્છા કહું જેવી. ઘણી છે.

---

### દોહરો.

માલ વગરના માનવી, અક્કલ હિણુ જે હોય;
સહન કરીને દુઃખડાં, દે જન્મારો ખોય.

---

## કાં !!? વાણીયાઓ! તમારે હજી અમારૂં દુઃખ સાંભળવું છે કે? સાંભળો.

### "રાગ" જમાનો તો બદલાયોરે"

વાણીડા કંઇક વિચારોરે, ગ્નાતી તો હું છોજ તમારોરે.
વાણીડા કાંઇક વીચારોરે. ।।ટેક।।

છોરી વિનાનો છે બહુ બળાપો, જેને માટે જુવો લેખ;
છેવટ સુધી જો નહી મળે તો, પડશે લેવો જોજો ભેખ.
વિના નથી, (૨) અમારો આરોરે. વાણીડા.
સુડતાળીશ તો વરસો વિત્યાં, નિત્યે જપંતાં નાર;
વાંઢાનાં વલખાં મેં છેવટે છપાવ્યાં, તો એ ન આવ્યો પાર;
હજુ જુવો, (૨) આજ અમારો. વાણીડા.
ચાર, ચાર જેની આવૃતિ થૈગે, નકલ બાવીશ હજાર;
ચટણીની પેઠે ગઇ છે તે ચાલી, છતાં નિકળ્યો નહી સાર;
નથી શું, (૨) કોઇ વાંચનારોરે વાણીડા.
પરણી નારીની તો આશા મેં મુકી; બીજો કરીને વિચાર;
વિધવા નારી થકી ઘરને વસાવા, તોએ ઉતર્યો નહિ પાર;
જુવોને, (૨) સંસ્કાર મારોરે. વાણીડા.
પુનર લગનમાં પહ્લુ માગે છે, નફટ નારીને માટ;
કેવી રીતેરે આ લગનજ કરવાં ? કોઇક ઉતારોને ઘાટ;
સમજીને (૨) ચિત્તથી સારોરે. વાણીડા.
નાણું, નાણુંને નાણુંજ માગે, કરવું હમારે કેમ ?
સુધારાવાળાએ દીધી છે છોડી, વાંઢા ઉપરથી રેમ;
કરીને, (૨) પડલાનો ધારોરે. વાણીડા.
આખા મુલકના એંઠવાડ જેવી, આશ્રમમાં આવે નાર;
તેવી શાણી સતિ કરતી નથી જો, કોઇક મારો એ સ્વીકાર;
ભુંડણ જેવી (૨) દુઃખનો ભારોરે. વાણીડા.
પ્રથમ તો ઘર ઘરનાંનું પુછેછે, પછી પુછેછે વેહેપાર;
ત્યાર પછી કેછે વેહેપાર નહી તો, માસિક શું છે પગાર;

વિધુર વાહાલા, ( ૨ ) કાહાને તમારોરે. વાણીઆ.
પોતા પાસે તો પેહેરેલાં વસ્ત્રો, વિના ન હાથ કે વાર;
નંગમાં તો અંગ વિનાનું કાંએ, હોય ન રાખ રતી ભાર;
છતાં કરે, ( ૨ ) કેવો લખારોરે. વાણીઆ.
આથી અધિક દુઃખ કેવુંરે ગણવું, કેવા કરમના ભોગ;
વિધવા વેશ્યાની સરખી ગણાતીનો નથી બનતો સંયોગ;
પ્રયાસમાં ( ૨ ) પુરણ હાર્યોરે. વાણીઆ.
કયો હમારે મારગ લેવો, કયો કરવોરે ઉપાય ?
બધી બાજુથી રેહે છે બળાપો, વર્ણન જેનું ન થાય;
સુણો મારા, ( ૨ ) ઉત્તમ યારોરે. વાણીઆ.
શારડી જેવા બારડી માટે, પડયા છાતી માહે શારઃ
વૈદની પેઠે કોઇક રૂઝાવો, વાણીઆ મારો આ માર;
હવે થયો, ( ૨ ) મન મુન્જારોરે. વાણીઆ.
પૈસા આપીને પેટ ભરે તો, ઘરડાનો નાં ગણે બાધ;
રૂડા રૂપાળા પૈસા ન આપે, તેને ન આપે દાદ;
આતે કેવો, ( ૨ ) કેર છે કાળોરે, વાણીઆ.
અંતરમાં તો નિરંતર માગે, નથી બીજા ઉદ્ગાર;
આશા અમારીને અમ્મર કરવા, બંધુ પડો કોઇ બાહાર;
જોઇ મારો ( ૨ ) દીલ દુઃખારોરે. વાણીઆ
દામ દેનારાને દીકરી આપી, ભરવા મુકોને ભંડાર;
ભંડાર ભરવાના નામમાં મુકો, સવજે મુખેથી અંગાર;
તમારો તે, ( ૨ ) ધર્મ સંભારોર વાણીઆ.
બાહાર જતાં હું બંધ કરૂં છું, ઘર અને ખડકીનાં દ્વાર;

તાળું લગાવીને કુંચીઓ મારી, રાખું છું હારોહાર;
વિપતડી આ, ( ૨ ) કોઇક વિચારે. વાણીડા.
પ્રેમી પરોણા ઘેર પધારે, હૈયા મારાના દ્વાર;
રાંધીને દેતાં હું લાજી મરૂં છું, દયા લાવોને લગાર;
હૈઓ મારા, ( ૨ ) દુઃખનો ભારોરે. વાણીડા.
સાચી જુઠી મારી તમે તપાસો, શાણા જ્ઞાતી તકરાર;
તે પછી છેવટ નિર્ણય આપો, વિનવું વારંવાર;
તમારા, ( ૨ ) તનમા ધારોરે. વાણીડા.
કુમારકાનો કાળજ હોએ, જુવો સજ્જન સંસાર;
વિધવા વનિતાનો છેવટે બનાવો, ભાઇ મને ભરથાર;
જેથી છઉં, ( ૨ ) હું રાજી રહેનારોરે. વાણીડા.
અન્ય જાતી હવે અમથી ન જોઇએ, દારૂણ દુઃખનું દ્વાર;
અધવચ ગાડું મુકી ઉલાળી, પાધરા કે પોબાર;
જાણે વિતી, ( ૨ ) ફીરમાર મારોરે. વાણીડા
ટળવળતારે ત્રિભુવન મુખે, પ્યારા સુણીને પોકાર;
ઇચ્છા અમારીનો અંતજ લાવો, ન્યાય કરી નરનાર;
જેમાં થશે, ( ૨ ) જય તમારોરે. વાણીડા.

---

## જોશીરાજ ? જોશ જોઇકંઇ લીલું કરશોકે ?

### હોરી.

એ ! જોસીડા ! જોસ જુવોને મળશે કયારેરે મને નાર;
એંસી અનેરે નેવુ વરસના પરણુ, મા'રે હજુ ન આવ્યો પારરે ?
રે જોસીડા૦ ॥ ટેક ॥

પુર્વજ આતે કોઇ કોપ્યો છેકે, ગ્રહ કરેછે કંઇ ખાર;
દેવી અને કોઇ દેવ નડેછે, કે કોપ્યો કિરતારરે. જોસીડા.
લખી, લગ્નીને, હું ગ્નાતીને થાકયો, પુસ્તકમાં વારંવાર;
દાદ હજુ નથી કોઇએજ દીધી, પ્યારા કરૂં ક્યાં પોકારરે જોસીડા.
રોકડનાં ઘેર દોકડ વાગે, નથી આધાર નથી દ્વાર;
ઘેર બેઠારે જોઇએ રમણિક રંભા, પાર પડશે આ વિચારરે જોસીડા.
શોધ્ધા સુધી ગણી વેદ્ધાને કેહેજો, પ્રશ્ન સારરે શ્રીકાર;
ખરેખરૂંરે તમે કહી દેજો મુજને, મળશે મુવા પહેલાં નારરે. જોસીડા.
લગ્ન થયેથી આપીશ તમને, શીખ, કરીને સતકાર;
અત્યારે તો એક પાઇ ન આપું, માથું બોડાવાને બાલરે જોસીડા.
કહરે નરીના નસીબમાં હું છું, ભાઇ કહોને ભરથાર;
કેછે ત્રિભુવન મારા નસીબમાં, કહરે રૂડી છે જોનારરે જોસીડા.

---

## કાં.! જીભડી માખણ લેવું છે કે હજુ એની એ?

### રાગ–પરભાતી.

જીભલડીરે જમાનો આવ્યો, માંખણ લેવા જેવોરે;
સુખ ઇચ્છે તોરે સાચો શબ્દ, કોને નહીં તારે કે'વોરે જીભલડીરે.
લંપટમાં પણ લંપટ મોટી, નજરે દેખે તું નારીરે;
માહા સતિ કરી વંદન કરજે, ભટકેલને બાઇ ભારીરે. જીભલડીરે.
ચોરી કરે અને જુઠુંરે બોલે, છેતરે જે પ્રાણ પતિરે;
આડા બોલીનેરે ધણી અફાણી, તેને કે' જે શાણી સતિરે જીભલડીરે.
ઘાતકીને વળી જે ઘર ભંગી તેને કુશળ ઘણી કે' જેરે;
ઘણાં કુકર્મને દેખે તું કરતાં, તેને મીઠા માન દેજે રે. જીભલડીરે.

સાચું કે' વાથી કદિ કાંદો નહીં કાઢે, ઉલટો થશે જોજે આંખેરે;
તનની વિતેલી ત્રિભુવન કે' છે, તુજ હિત ઇશ્વર સાખેરે જીભલડીરે

## એજ રાગની બીજી પરભાતી.

મૂરખના સિરદાર મુખેથી, બહુ બહુ હોએ બકતારે;
સાર અસારતું ભાન તજીને, ભારે કેજે બાઇ વક્તારે. જીભલડીરે.
તલમ જુલમના કરનારા, કાફુરથી પણ કુડારે;
પાહોરો ન ખાતા હોએ પળા એકે, તેને કે' જે બાઈ રૂડારે. જીભલડીરે
પાપી પાંખડીને મ્લેચ્છજ મનના, કૃપણ હોએ જે પુરારે;
ધર્મી, નીતિવાન-કે સાફ દિલના, ઉદારતામાં શુરારે; જીભલડીરે.
સોના જેવી શિખામણ આ છે, મનમાં લેજે તું ધારીરે;
સુખી થવાનો મારગ એ છે. બીજી નથી બાઇ બારીરે. જીભલડીરે.
ઘણા મોટા મોટી વાત કરે તે, કદિ ન કે' જે નાજીરે;
આંટને કેહેશે લઇ ગઇ બીલ્લી, કે' જે હજારવાર હાજીરે. જીભલડીરે.

## જીભનો જવાબ—દોહરા.

કપાઇ કે તુટી પડું, અસહ્ય ભોગવું દુ:ખ:
તદપી હું નવ ચોપડું માંખણ ખોટું મુખ. ૧
ખોત ગઇ થોડી રહી, સિદ બદલવો રંગ;
ભલે થવાની થાયજો, સાંભળ ત્રિભૂવન. ૨
પોતાનાં વળી પારકાં, સરખાં લેખું જન;
વણ પક્ષે ચોખું કહુ, સાંભળ ત્રિભૂવન ૩

## ત્રિભૂવન માગણી—દોહરા.

બાઇ તારાથી કયાય હું, ઠરી ન બેઠો ઠામ;
વ્હાલામાં વ્હેરી બન્યો, છેવટ તજીઓ ગામ. ૧

સમય નથી તું જાણતી. તારૂં ગાયું ગાય;
સત્ય વદવાથી લોકમાં, હજાર હાની થાય. ૨
માટે કહું છું માવડી, હવે ન સાચું બોલ;
જો મૂંગી રહે મહિ વિષે, માહરો વધશે તોલ. ૩

## જીભનો જવાબ—દોહરો.

પડી ટેવ ટળતી નથી, કરો ક્રોડ ઉપાય;
ત્રિભૂવન મન ડર નહી. ભલે થવાની થાય. ૧
છેવટ જય સાચા તણો, જાહેર જગમાં થાય;
ખોટા ખાશે ખાસડાં, લોક થકી લોપાય. ૨
મરશે ભૂંડા મોતથી, તુજ અવગણના ગાય;
તુજ રક્ષણ કરશે પ્રભુ, મનમાં નહીં મુંઝાય. ૩
ઠીક બાઇ ઠીક ! ! ! તું કહે તેમજ કરૂં ! ! ! કર કંકુનાં;

---

## ઘરડાઓની મશ્કરી કરનારા સાંભળશો કે?

### રાગ.

ઘડપણ કોણે મોકલ્યું?

ઘડપણ કાલે આવશે, માટે યુવકો તજો અભિમાન;
ગણો સૌ સમાન, ઘડપણ કાલે આવશે??
જુવાની જાશે જખ મારતી, જાતાં જણાશે નેહ;
કાળા કાઢી ધોળા લાવશેરે, માંહી મરવાની ખબરો લઇરે. ઘ૦
દાંત ને ડાઢો પડી જશે, ગોખલો થાશે મુખ;
બોલ બોલશો બોબડારે, થાતે ખાવા તણું માહા દુખ. ઘ૦

કાંન થકી બેહેરા થશો, નહીં સંભળાશે વાત;
બાજાને બોલતા સાંભળીનેરે, બળી મરશો તમે દિનરાત. ઘ૦
આંખ થકી ઝાંખા થશો, થશે આંસુની ધાર;
જણુસ ગોતવાં હાથથીરે, મારવાં પડશે ફાંફાં પારાવાર. ઘ૦
નાક નેવાં સંમ ટપકશે, લવતાં જાશે લાળ;
મશ્કરી કરશે તમ તણીરે, દેખાદેખીથી નાનેરાં બાળ. ઘ૦
બરડો વળશે બેવડો, સીધું ચલાશે નેઇ;
હળવેથી પડવે હીંડવુંરે, હાથે લાકડી જો લાકડાની લઇ ઘ૦
ડગડગ થાશે ડોકડી, થર થર થશે કાય;
સુતાં ગમશે ન સેજડીરે, જો જો બેઠું નહીરે રેહેવાય. ઘ૦
અણુ તેડાથી આવશે, વળી વણુ જોવાથી વાટ;
ખુણે ઢળાવશે ખાટલોરે, ઝુરી ઝુરી મરશો દિનરાત- ઘ૦
ઘડોને ધીરજ નહિં રહે, નહિ રહે જો ભાન;
ધાર્યું કરવાને જો જતાંરે, થાશે થાશે ઘણું અપમાન. ઘ૦
ઘર, પરના નહિં ગાંઠશે, કહ્યું ન કરશે કાંય;
ઠેએ દઇ કરશે ઠેકડીરે, થાશે રૂવે રૂવે જો લાય. ઘ૦
મોત નિરંતર માગતાં, ધરાર આવશે નઈ;
પરતાવું પડશે તે ઘડીરે, પેલા પુર્વેના દાખલાઓ લઇ. ઘ૦
જુવાનીના જોરનુંરે, અળગું કરજો અભિમાન;
ઘરડા દેખીને દીલથીરે, સારૂં સારૂં આપો સનમાન. ઘ૦
ત્રિભુવન તમને હિતની, શુભ શિખામણુ દઇ;
માનશો તો લાભ અસંખ્ય છે, એમ આખરે છુટે ભાઇ કઇ. ઘ૦

# અલ્યાઓ ? ! ભીખારીઓનું માહાત્મા પદ તો જુવો ?

**ચાબખો.**

ખુંટીએ ખાવા ખલકને ટાળીરે, નજરે જોતું નથી કોઇ ન્યાળી;
ધરાર નકામા, અરર ન ખોદીયા, બીજ દે સુખના બાળી. ખુંટીએ.
ધરે પ્રાગણુ શુદ્દ પુનમ કરીને, કરીને ઉપરે ધુલાળી;
વાળી લંગેટી, લઇ ચાલ્યા તુંબડી જોળી બગલમાં ઘાલીરે. ખુંટીએ.
કેટલાક રંગથી રંગે લુગડાં, પ્યારા જો રંગમાં પલાળી;
ત્યાગી તણો તે ડોળ દેખાડવા, ભસ્મ ભુસે છે કાળીરે. ખુંટીએ
અનેક જાતની રાખે ગાળાઓ, ભિન્ન ભિન્ન ભારે પારાળી;
રાખી હૃદયમાં કડવી કટારીઓ, છેદન ભેદન ધાવાળીરે. ખુંટીએ
જોડાને લુગડાં માગી પહેરે છે, સુવે છે સેજડી સુવાળીરે:
ઉપર ઓઢે છે ઘણી ઝીણી ઉનની, કામળી રૂડી કોરાળી ખુંટીએ.
નવલાં ધરોમાં નૌતમ ભોજનો, રૂડાં લીએ છે રસાળી;
પડખે મુકે છે પાંચ શેર પાકા, ઉંટીઆ સમજો ઓગાળીરે. ખુંટીએ.
એંઠાં વાસણુને એ નહિં ઉટકે, ઠેએ મારી ઉઠે છે થાળી;
જતાં બોલાવતા જાય રાંધનારને, રસોઇ વખાણી રૂપાળી. ખુંટીએ
ભજન કરે ત્યાં બોલાવે નારીઓ, બેસે ટોળા તેજ વાળી;
લીએ ધડુસલો તેની પેઠે ત્રમજુટ, પાડે પડાવે ખુબ તાળી ખુંટીએ
નાયકા સમાન એ નાચો નાચે છે, આંખોને આડીએ ઉલાળી;
નખરાં કરે છે કૈક હાથ પગ ટેરવે, ભલી દેખીને ભમરાળી. ખુંટીએ.
આવા અભાગીઆ નડે નરોને, જાહેર જીવતર ગાળી;
દોરા ધાગાના દમામ કરીને, જાણે હોયેજ વનમાળીરે. ખુંટીએ.
કે છે, ત્રિભુવન શાણાઓ ચેતજો, જો જો ધુત્તા ન દે ઢાળી;
વિશ્વાસ કરતાં લોપર આ લોકનો, મરશોજ મુખડું વાળીરે. ખુંટીએ.

## કાં, મુસાફરો ! મુસાફરીમાં ફરતાં શું ધ્યાનમ રાખશો ?

## કોઇ, કોઈ વીસીઓમાં કેવું સુખ હોય છે.

### રાગ પુનમ ચાંદની.

સુણજો અહિંમાં ફરનાર, સહુ મુસાફરોરે.
રૂડા જ્ઞાની, ગુણી ધર્મ ધુરંધર ભાઇ,
માહરી એક શિખામણ ઉરમા, હરદમ રાખજોરે   સુણજો

### સાખી.

આ કાળો કળિયુગ છે, શામ કામ કરનાર;
ધર્મ તમારો રાખવા, ચેતો ચેતન હાર.
નહીં તો માર તમે જો, ખાશો પૂરણ પીઠમાંરે.
જેનું માપ અમાપ હોવાથી, કહું છું સાર.
સમજો તે પરમાણે સરવે ભાઇઓ ચેતજોરે.   સુણજો.

### સાખી.

સઘળે અહિંમાં જુવો, ચાલે રેલ વિમાન;
સુખ સંપૂરણ આપતાં, કરવા ધાર્યાં કામ.
તેમાં દુઃખ હવે શું છે ? તે જાન હું દાખવુંરે;
તે પર પૂરણ દેજો દુનિયાદારી ધ્યાન;
માગુ મન મારાથી માનવીઓ હું એટલુંરે   સુણજો.

### સાખી.

જ્યાં જ્યાં જંકશન હોય છે, બદલવાને રેલ;
ત્યાં ત્યાં હોએ વીસીયો, રેહેવા, ખાવા સેહેલ.

પણ ત્યાં કારણ દુઃખડા દ્રષ્ટિથી સહુ દેખશોરે;
જો નહિ પ્રથમ પરિક્ષા, કરશો તો એ જન.
માટે જોઇ જાણી અનુભવીને, લેજો અશરોરે; સુણજો.

સાખી.

ત્રિપુંડ તાણે ત્રેવડાં, ચોથ ચંદ્ર આકાર;
ઉપવીતને માળા ગળે, બહુ ધારણ કરનાર.
જોતાં નજર થકી તે શુદ્ધ જાતીના છોકરારે;
ખામી કોઇશું ? ? ? કહાડે, કોની છે મગદૂર;
એવા આંખેથી જોતાં, આપણને લાગશેરે. સુણજો.

સાખી.

પણ માંસાહારો તે કરે, વળી કરે મદ્યપાન;
કસાઇ થકી પણ કૃત્યના, નિચ ઘણા નાદાન.
જો જો વટલાવી મારે છે, માઠી રીતથીરે;
જોતાં નજર થકી તે જોયું, જન નહિ જાય;
માટે જો જો ભાઇઓ, આપે ઉંડા ઉતરીરે. સુણજો.

સાખી.

ફુંકે ગાંજો, બીડીઓ, લુચ્ચા રંડી બાજ;
વીસી એ કારણ કરે, (કૈંક) કુડાં કૃત્ય કરવાજ.
મુજને અનુમાનો તો મનમાં, જન એમ આવીયુંરે;
સારા વિચારોનું વળીયું સત્યા નાશ
તેથી તમ આગળ આ, વાતડલી વિનયે કરૂંરે. સુણજો.

સાખી.

પ્રથમ પેસી પેટમાં, લઇ જાએ છે હામ;

વીસીમાં પેઠા પછી, લે ટગલે ડગલે દામ.

જનણે ગોર સરાવા, બેઠા હોએ બારમુંરે;
મુકો મુકો વિણ એ, વદે ન મુખડે વાત;
જાનો સહુ ઉરમાં આ, લેખ લખીને રાખજોરે. સુણજો.

સાખી.

વખાણ કરે પેહેલાં ઘણાં, ભાવિક છે ભોજન;
પીરશે જ્યારે પાટલે, ખાસું તે ખડ ધન.

તેમાં અડધું તો કાચુંને, કાચું હોય છે રે;
જો તેમાં કાંકરીઓ કાઢે, રૂડી કચડાય;
જેનું વરણન શું વ્હાલાઓ હું અહીયાં કરૂં રે. સુણજો.

સાખી.

ખાવામાં તો ખરપીયા, જેવો દે ખોરાક;
લે બાસુદી પુરીના, પૈસા એ નાપાક.

બાગતરા બહુ બહુ જમનારાને, મનમાં થાય છેરે;
પણ શું રૂપાયો લેવા, કો જંગલ માંય;
તેમાં સામું તો બોલાએ, નહી જો મુખડેરે. સુણજો.

સાખી.

ચોખવટ કરવા જાય તો, ખાય ગાળને લાત;
વધુમાં પાકુ પણ પડે, કોણ મુકાવે ભ્રાત.

કારણ કોરટ તો હોએ છે, બહુ બહુ વેગળીરે;
વળી કોણ ખર્ચ કરીને, વખત બહુ રોકાય.
એવા વિચારોથી (સહન કરીને) જાવું જો જખમારતારે. સુણજો.

સાખી.

બીજી છે બહુ બાબતો, લખતાં ના આવે પાર;
ટુંકામાં તમને કહુ, સમજી લેજો સાર.
ભયાનક નજરે આવે, જમડાનો દેખાવ ત્યારે;
રગડી રીબાવી મારે છે, રેહેતાં રાત;
મેં તો નજરે દીઠાં, દારૂણ બહુ દેખાવનેરે; સુણજો.

---

## જુના જમાનાવાળાને છટકેલા સુધારકો શું કહે છે!

ગઝલ.

અરે જુના જમાનાના, વગોવો છો તમો શાના ?
પડયાં છે કયાં કહો પાનાં, તમારે કેમ કરવું છે;
માથામાં બાબરી રાખી, ધુપેલો અત્તરો નાંખી;
ફરિશું જીંદગી આખી. તમારે.
ગણોને સરવ દીવાના, નથી જો નામ બીવાના;
ડબલ મધ ડોઝ પીવાના. તમારે.
જવાના કો નથી નાહાવા, બનીશું છો અમે બાવા;
જશું હોટેલમાં ખાવા. તમારે.
પીવાના શરબતો ધોળી, અંદર જો આઇસને બોળી;
ભલેને વાળીએ ઝોળી. તમારે.
સ્ટોકીંગો બુટને પેહેરી, ફરિશું લાલીયા લેહેરી;
જુવે જો સર્વ આ શહેરી. તમારે.
અમે તો ખેલને ખેલી, કરીશું રંગની રેલી;
ધંધામાં આગને મેલી. તમારે.

કરીશું સાયકલે સ્વારી, અમારા મનની ધારી;
અમોને એજ છે પ્યારી. તમારે.
કરીશું ગાનને તાનો, બજાવી પીડલો પ્યાનો;
મીજાજે રેજ મસ્તાનો. તમારે.
અમારૂં નાખવા વાઢો, કહો છો જાલીને દાઢી;
ગયું છે સરવજો આઢી. તમારે.
અમારી મોજ છે માતા, અમારો શોખ છે બાપા;
અમારો રોફ છે ભ્રાતા. તમારે.
સગામાં એ સગાં સારા, અમોને ઉર છે પ્યારા;
બીજા તો સરવ છે ન્યારા. તમારે.

---

## આ શ્રીમાનો વાસ્તે શું ઇલાજ છે.

### દોહરા.

મીજાજ રાખે લોફરો, અમથા અપરમપાર;
ગુણ હિણા વણ જ્ઞાનથી, બની લંક દરબાર. ૧
ાણુ વિચે હેઠા કદિ, વાળી ન બેસે પાય;
ર દેખી બેસી રહો, ભલે થવાની થાય. ૨
ખી આવા આંખથી, આપણ રહીએ દૂર;
ે અવગુણે ઉડશે, જેમ આકડા તૂર. ૩
ાફર ને શિખ આપતાં, ઉલટું આપે દુઃખ;
ે સેહેલો ઇલાજ છે, વળતી કરો ાત્રમુખ. ૪

---

# આ કોને કહેવું પડે છે?

## ગાયન.

ઓ ??? ગુજરાતી (આવા) કાઠિયારે, વાડીથી સર્વે ચેતજો:
કેક કાળણુને ઢેડીને, અહીયાં લાવે છે તેડીને;
લુંટી લેશે દઇ, મેડીનેરે; ઓ.
કંઇક વણીક, કણુબી, દ્વિજો, ધંધો કરતા નથી જો બીજો;
ગરણે રો ગળી પાણી પીજોરે. ઓ.
જો નહી ચેતો તો રૂવાના વૃત વાઢી નાખશે કુવામાં;
એવા છે કેક મેઇ લુવાણુારે. ઓ.
કેક કાકા મામા થાતા, નથી દુષ્ટ જરા જો લજવાતા;
આવે ઊંચ કુળના ગુણુ ગાતારે. ઓ.
કાતીલ કાતીના ઉરવાળા, બનશે સસરા બનશે સાળા;
આપ, લે, કરતાં રેહેવા વાળારે. ઓ.
કન્યા પરણાવી ભગવે છે, જબરી ધાંધલ એ જગવે છે;
ભોળા જનને ભીખ મગવે છેરે. ઓ.
કેક તો પરણાવે રાડેલી, મહી સો, સો, ઘરને છાંડેલી;
મોકાણુ આવી હોય માંડેલીરે. ઓ.
ગામનાં નામ આપે છે ખોટાં, કરવા આવા એવા ગોટા;
પરવત જેવા જો જો મોટારે. ઓ.
વિશ્વાસ બહુ બહુ એ બતલાવે, વટલેલા અન્યને વટલાવે;
હા, હા-કાર એવો વરતાવેરે. ઓ.
જેવા હડકાયા હોય કૂતર્યાં, એવા આ દેશમાં બહુ ઉતર્યાં.
વણુ તેડયા આવે વણુ નુતનારે. ઓ.

ફેર કરી જયાં આં આવા, લોપરર લુંટી કરી દે ખાતા;
આ લેખ લખ્યો છે ચેતાવા. એ.
કૈક બન્યા જેલના વાસી, નથી ટેવ તજતા તોએ ખાસી;
જેલને માની એની માસીરે. એ.
માટે ખાત્રી પાકી કરજો, છેવટે વાંદા વિધુર વરજો;
શિખામણ આ ઉરમાં ધરજોરે. એ.

---

## દેશી રાજાઓએ કેવી જાતના નોકર રાખતાં સંભાળ રાખવી.

### રાગ ઉપરનો.

એ રાજ્ય કરતા ? ? ? નોકરને રાખો તો જોઇને રાખજો;
મા, છિનાળીને બાપ બાવો, છોકરો હોય તેનો રૂપાળો;
નોકર કરીશું ? લેશો લાહાવોરે. એ.
મા, વાણીયણને બાપ ઘાટી, પામેલ કેળવણી તે જાડી;
નોકર કરીશું ? ખાશો ખાટીરે.
રખડેલ પીટેલ જે લુવાની, લંપટ ધંધે છોકરો પામી;
શું દીપવશે ? તે રાજ્યધાનીરે. એ.
બાપ આરબ મા ઇરાની , છોકરો પ્રગટયો કરી નાદાની;
શું ન્યાય કરશે ? તમ એશાનીરે. એ.
આવા નોકરની જો ટોળી, ભેળી કરતાં દેશે બોળી;
લેશે, લેવરાવશે જો જોળીરે, એ.
રૂપ રૂપાપર નવ મોહતા, ભણતર ગણતર પણ નવ જોતા;

ખાનદાન પર કહું રેહેજો જોતારે. ઓ.
જાત થકી પુરા જાંખી, નોકર લેજો રૂડા રાખી;
આબાદી રેહેશે તેથી આખીરે. ઓ.
પરધન મિલ્કતના હરનારા, ફાટી આંખે જે ફરનારા;
નવ રાખો જુલમના કરનારારે. ઓ
આપ કને રૂડું બોલી, રંજન કરશે રૂડી લોલી;
ખાશે રૈયત આવા ફોલીરે. ઓ.
સારાથી સારૂં કેહેવાશે, લાભો કીર્તિના લેવાશે;
રાખતાં પેહેલા જો જોવાશેરે. ઓ.
કુળ હિણા કરથી સારૂં, નહી કામ બને જો જો વારૂં;
માનો ત્રિભુવન કે મારૂં રે. ઓ.

---

## રૂસ્વતડી બાઇ શું કરેછે

### રાગ.

ઓ ગૂજરાતી, આવા, કાહિયારે વાડીથી સર્વે ચેતજો
એ ઢબમાં ગાવાની.

બાઇ રૂસ્વતડીઃ કેર કર્યો કાળો તેં આ કળિયુગમાં;
જો નવ જાએ!! જોતાં મારી આંખડીએ આ જુગમાં.
બાઇ રૂસ્વતડી. ।।ટેકા।।
જેને બેસે તું જઇ ગાડે, તેવા નરને તું જીતાડે;
બિજાને બે હદ વિતાડેરે. બાઇ.
તારા જબરા જોયા ગોટા, કીધા સાચા નરને ખોટા;
ઇમ ખાઇ બેઠા મોટા મોટારે. બાઇ.

નરવર નર જોવા લલચાવ્યા; સત્યવાદીને પણ તેં ચાવ્યા;
જગ જાહેર કેકને જુકાવ્યારે. બાઇ.

કીધા શેવક જગમાં જાજા; ભીખારી નર કીધા તાજા
નોહોતા ટુકડા ઘર જે ખાવારે. બાઇ.

કેક ભજન તારૂં કરતાં, દેખું નજરે ફરતા ફરતા;
નથી ઇશ્વરથી પણ જો ડરતારે. બાઇ.

કેકને મેડીઓ થરકાવી, ઉજવળ કીરતી વળી પ્રસરાવી,
શક્તિ જોઇ મેં તારી આવીરે. બાઇ.

ભક્તિ કરતાં જે જાય ચુકી; તેની તો તું કરછો ભૂકી;
એવી પણ છે તારી બુદ્ધિરે. બાઇ.

જયાં જયાં જઇને તું ફાવે છે, ત્યાં ત્યાં તારૂં તું કાવેછે,
નથી ફાવતી ત્યાં પટકાવે છે. બાઇ.

વિપરીત નાથની તું થેઇ જનની; પ્રાપ્તી કીધી પૂરી ધનની;
ઘર ધાંણ્ય નોહોતી ત્યાં અનનીરે. બાઇ.

એક ફોજદારે બહુ મારી. ફાવી શક્તિ નાં જો તારી;
દીઠી બેઠી મેં ત્યાં હારીરે. બાઇ.

## સોરઠા.

જે ભક્તો તારા થશે, ભજશે માળા લઇ;
માર વાગશે ગેબનો, અવાજ થાશે નઇ. ૧
આખર તારા ભક્તનો, થાએ નરકે વાસ;
જડા મૂળ નજરે દેખીને, કે ત્રિભુવન દાસ.

# દગાથી મુડી કરનાર ને માટે બે બોલ.

રાગ.

ધીમાં, ધીમાં ચાલોને મારાં પ્રાણરે.
કેડ લચકાઈ જશે, ટાંટીયા મરડાઇ જશે.
થશે થશે તમારી ભવાઇરે. ધીમાં ધીમાં.

ઉપરની ઢબ.

દગે, દગે કરો ન કોઈ મુડી, જશે મુડી દગાની જન ઉડી ।।ટેક।।

સાખી.

કાં ચોરો ચોરી જશે, કાં ઘર થાશે આગ;
કાં પાણી તાણી જશે, કહાં દંડશે રાજ.
એવું દગા તણું જન જાંણો;
વદે વેદને શાસ્ત્ર પૂરાણો. દગે દગે.

સાખી.

કાં ઘરમાં માંદાં પડી, ભોગવશો બહુ પીડ;
જશે સરવથા જાણજો, અને આવશે ભીડ,
થશે વન વન જન જો તમારા;
લખી લેખ હૃદયમાં ઉતારો. દગે દગે.

સાખી.

કાં ઘર મરશે માનવી, જીત થાશે ધુળ;
દગો જન મન જાણજો, મહા પાપનું મુળ.
દગા થકી નકીજ નહી ફાવો,
છોડો છોડો દગો ગણીને આવો. દગે.

## સાખી.

દગા થકી સુખ માનતાં, આખર આવે દુઃખ
ભેળ પડેછે ભુખની, વળતી કરે વિમુખ.
કૈક ગયા દગાથી લોપાઇ.
નથી મળતા પત્તા જેના કયાંઇ.

## સાખી.

દગા તણા કરનાર જો, હતા પૂર્વે રાય;
વેલો જેના વંશનો, જોતાં નહી જણાય.
તો વિસાતમાં છે કોણ દીન;
માટે બનોના તેના આધિન. દ

## સાખી.

દગા થકી બહુ દ્રવ્યને, ભેળું કરતો નંદ
નાશ થયું કુળ તે તણું, તો વિસાતમાં છે કોણ જન.
દગા દગા જેણેરે એવા કીધા;
ગયા લોપાઇ લોકથી જો સીદ્ધા.

## સાખી.

દગા સગા કોના નથી, એમ વદે સહુ વાણ;
કર્યા નો'ય તો કરી જુવો જેથી પડશે જાણ.
કહે કવી ત્રિભુવન ભાઈ
નથી સમજાવા બીજો ઉપાયી. દગે.

રાગ. નાચ.

**મારી નાજુકડી કોયલડી, શાને મુખ મરડીને બેઠી:**

**એ ઢબ**

આતે કેર ગણાએ કે'વો, મુજને સુઝે ન રસ્તો લેવો.
પુરણ પ્રેમે વખાણ જેનાં, જાહેર જગમાં કરીએ;
તેજ કહે છે કાપે માહરૂં, કરવત જેવી છરીએ. આતે.
નિમક હલાલી રહી નિરંતર, ઉરથી ઇચ્છીએ સારૂં;
તદપી નાખે તે તરછોડી, શું દુ:ખડા સંભારૂં આતે
ઘરમાં વધતા બહુ ગોટાળા, જ્યાં અટકાવા જઇએ;
ઉલટા આંખના પાટા જેવા, જાહેર જગમાં થઇએ. આતે.
સાચું કેહેતાં ખોટું લાગે, ખોટું લાગે સારૂં;
કેમ સહન આ ઉરમાં કરવું? ન મળે બોલ્યા બારૂં. આતે.
નયણે જોતાં નહિ ખમાએ, બવળું જો જો બળતું;
નહિં સેહવાએ મુગાં રહેતાં, કહે કંઇ નથી વળતું. આતે.
જોર કરીને જાતાં કેહેવા, જાય છે તાણે તુટી;
કોઈ હકીમો હિકમત વાળી, મને બતાવો બુટી. આતે.

**આખર વિચાર.**

અણ ઘટતું હિતકરનું થાતાં, કદિ ન ધ્યાને ધરવું;
બોખ, વરેહું પડે કુવામાં, નજરે જોયા કરવું. આતે
આવે જ્યારે કેહેવા ટાણું, ત્યારે ચોખ્ખું કેહેવું;
ભોગ તમારા ચિત ન સમજ્યા, એવું મહેણું દેવું. આતે.
ચોગરદમ લા લાગ્યા કેડે, હવે અમે શું કરીએ;
સાથ તમારી સામા બેસી, કહો તો દોઢા રડીએ. આતે.

ઇલાજ ન મળે હવે અમારો, સુજે મન તે કરજો;
કે' ત્રિભુવન બનાવ આવે, ઉદ્ગાર ઉર ઉચરજો. આ૦.

---

# પુત્રીનો પરાજય.

## આતે મોટું કુળ? કે મા ા દુઃખનું મુળ.

### રાગ–નાચનો.

આજ કાલ તો ઘણાક લોકો, દીકરીઓને દેવા;
બહુ બહુ ઉંચા કુળ જુવે છે, જમાઇ ન જુવે કેવા.
લોફર લાલાને મધ પાની, જોતાં ગયેલ લાગે રાની.
શરાબ વિના ઘડી ન ચાલે, એવા વાલેલ માંડી;
જાણી જોઇ દીકરી તેવાને, દેતા દેખું દાડી· લોફર·
ધરમ કરમ એ જાણે કયાંથી, અકરમીના રાણા.
ખાસ ખલકમાં જનની પેટે, જાણે પડીયા પાણા.
અકરમી એવા ઉઘાડા, નર નજરેથી દેખે.
એક તજેલી હોય જીવતી, તે દેતાં નવ લેખે.
બીજીને પણ મુકી કાઢી, હોય ઘરે જો બેઠો.
ત્યાં દેવાને અનેક જાએ, પકડી તેનો છેડો.
કાઢી મુકેલી છે તે તો, રડતી હોએ પોકે.
તે સ્થળે આંધા દીકરી દે છે, હજુ કહું છું જો કે.
શું દીકરીની દશા થાય છે. તે પર લક્ષજ દેજો.
જુઠ જરાએ બાઈ જણાએ, તે મમ મુખપર કેહેજો.

# પુત્રીનો પરાજય.

---

આતે દીકરી રખડે છે કે ઠીકરી રખડે છે.
આતે ઉંચા કુળમાં આપી-કે દુઃખના મૂળમાં નાખી

રાગ—સુદેવ ગુરૂ મારા બાળક સંભાળો.

કામ કરાવીને કાઢે છે કુચા, ખાવા આપે ત્યારે ચોખાના કુ ૧.
આવા દીઠા ઘણા ઉંચારે, તમે કંઇક વિચારો.
પેટ પડી કીધો શું ગુન્હોરે, માતા પિતા તમારો.
ખાવા આપે કૈંક બેસારી ખાળે લે-ખા-લેખા-એમ કહી મુખ કાળ;
શબ્દ બાણે વળી બાળેરે, પ્યારી પુત્રી તમારી
નિશ્વાસ નાખતી ખાય છેરે, બેઠી ખાળે બિચારી.
મેંણાં ટોણા મારે દિન અને રાતે, દળવા જગાડે વે'લી પરભાતે.
જંપવા ઘડી નથી અપનારે ક્ષણ માત્ર નિરાંતે.
કયાં જઇ દુઃખડાં દાખવેરે, રડતી પાણીએ રાતે.
સહન કર્યામાં કહિ કંઇ ચુકે, માર મારી વળી ગાળીઓ મુકે.
એટલ્યા સાથે કહાડી મૂકેરે, ઘર બાર ધકાવી.
પછી નથી દેત કોઇનીરે, પાછી શકે રખાવી.
કાઢી મુકી લાવે તુરત બીજી, નષ્ટ દેનારા છે કૈંક પિતાજી;
પેહેલીનું દુખ નથી દેખતારે, જરા આંખ ઉઘાડી.
એવા લાયક ઘણા અંહિ દીઠારે, નથી જરીએ બીતાજી.
પીયરમાં નથી પેસવા દેતા, સાસરે કાઢેલીને નથી સંઘરતા.

રખડે ઘડા તણી દીકરીરે તેમ રખડે બીચારી.
ક્યાંય આંખે નથી દેખતીરે, શાણા સુખડાની બારી.
મઢી પર ઘર જુઓ રાંધવા રે'છે ત્યાંતો વિચારોને જુદા કરેછે.
સિયળીને અગ્નિ ધરેછેરે, ફક્ત ખોરાક માટે.
ઉપાય નથી અબળા તણોરે. મહા દુઃખના ઘટે.
કેંક કરે છે જો નાતરાં રૂડા, કોળી નાળી, કેથે જોઇને સુંડા;
આમાં ન લાજે પીતાજીયોરે, ફેર દેખીને ભુંડા.
સાકરાઇમાં વળી ચો ઘણા રે, દીઠા અતીશય ઉંડા.
આવા બનાવોને ઘણા દેખે છે, તોય અરે હજુ જાત લેખે છે.
જાત નથી જોતા વર તણી રે, કવિ એજ કથે છે.
લખાણુમાં તો જુવે વરને પુરતીયો, ભલે એંસીનો હોય મુરતીયો.
રૂડો રીઢો હોય કરતોરે, મરવાની તૈયારી.
પુત્રી થશે કાલ વિ-ધ- વા રે મારા પ્રાણથી પ્યારી.
આવું દેખી ભાઇઓ કાંઇક વિચારો, શું છે? પુત્રી પ્રત્યે ધર્મ તમારો.
તે કવિ તમને સૂચવે રે, જ્ઞાતી ગૌરવ સંભારો.
આમાં તમારી લજ્જા નથી રે'તી, ખલક થાય ફજેતી.
દીન જનને દેજો દીકરી રે, લાજ જળવાય જેથી.
ઉંચા હોય તેને ઉંચાજ રાખો, દીકરીના સુખને પ્રથમ તાકો.
વિચાર ધરો એજ પાકોરે, જેથી કલંક ન આવે.
તે કહી અહી ત્રિભુવનરે, ભાઇ ટુંકુ પતાવે.

# અકળાયાએ?? હવે જરા આંખ ઉઘાડજે પ્રભુને ત્યાં પોપા બાઇનું નથી. નજરો નજર જોયું કે??

## રાગ.

જનની જીવોરે, ગોપી ચંદ.ની

ધન્ય ધન્ય ધન્ય પ્રભુ તુજને, ધન્ય ધન્ય તુજ ખેલજી;
જેણેરે તજાવી મને ઝુંપડી, તેને તજાવ્યો છે મે'લજી. ધન્ય.
જુલમ થકીરે વસાવીઓ, જેણે સો ગાઉવાસજી;
તેને તેં મારાથી દૂર કાઢીઓ, ગાઉ દોઢસોક ખાસજી. ધન્ય.
જેવીરે રીતે તે ગુજારતો જુલમ કાફરની જેમજી.
તેથી દમ ઘણો તે પર ગુજર્યો, ધન્ય તારી પ્રભુ નેમજી. ધન્ય.
જેવું અપમાન કીધું માહરૂં, તેથી તેનું કર્યું છે વિશેષજી; ધન્ય.
હડ હડ થુ થુ લોકો કરે, જેને જન દેશો દેશજી.
મને પાછળ લોકો માન દીએ, સંભારે છે ઘડી વારજી;
માને ગયો ગણી પાપને આપે ઢગલા ધિક્કારજી. ધન્ય.
મારી **** ઓરતને સતાવીને, જેણે દેખાડયા છે ડરજી
તેની ઓરત આજે એ કરે, વંઠી:વિધવિધ વરજી. ધન્ય.
મોટી આંખે જન જે ફર્યો, રાખી ઉર અભીમાનજી;
તેને નજરે તે દેખાડીયું, ગુમાવીને ગુમાનજી ધન્ય.
ધન્ય કળા પ્રભુ તાહરી, પામે નહી કોઈ પારજી;
કરે હાથે તેવું ભોગવે, મિથ્યા કરતાં લગારજી ધન્ય.

# ભાઇ પ્રત્યે બેહેનના કજોડા પ્રસંગે બે બોલ

## રાગ.

### જનની જીવોરે ગોપીચંદજી.

ભાઇરે ? ? હું ભાગ નથી માંગતી, નથી વારસાની આશજી;
તુજ ભુવન જો તજ્યા પછી, નથી વસતું તુજ સાથજી. ભાઇ.
જનકને કેટલ્યું છે જીવવું ? ! ? નહીં મરશે શું માતજી;
સમજાવ્યા જો સમજે નહીં, કંઇક દયાકર ભ્રાતજી. ભાઇ.
બળી મરૂં જોઇ બુઠ્ઠીયો, રૂંવે રૂંવે થાય લાયજી;
તેના કરમાં સોંપી બાવડું, કરવા ધારેરે વિદાયજી. ભાઇ.
બુઠ્ઠા માથેરે કરે ડોકીયાં, મહિમા મોટું મોતજી;
પાનેતર સાથે સૌ કાં દીયો ? ! ? પ્યારા ભાઇ મને પોતજી. ભાઇ.
લાંબા વિચાર કોઇએ નાં કર્યા, થાશે પુત્રીનું કેમજી;
છેલો આધાર ધારૂં તાહરો, મારાપર કર રેમજી. ભાઇ.
નાતનુંતો નથી કંઇ ચાલતું, નથી કાયદાની વારજી;
કયાં જઇ હું દુઃખ બીજે દાખવું, નથી બોલ્યું થતું બારજી ભાઇ.

## દોહરા.

ટંડા, ટેંટા, ટારડા, અમથા બહુ અંબળાઇ
વળી વાતની ચુકમાં, ભારે કરે ભવાઇ ? ૧
મરડ ઠરડથી નાં તજે, ઇલાજ લેતાં લાખ;
પણ થાએ તે પાંશર્યા, હેઠા પડતાં હાથ. ૨
શેખી દેખી જાયનાં, હરેક કરતો કામ;
એ ત્રણ જાતી ગુણ છે, સમજો જન તમામ. ૩

પડે ત્રણનાં કામ તો, કરવી હાએ હા ? ? ?
અંદરથી સાર શોધવો. તેમાં છેજ મજાહ. ૪

## કૈક—મોટા ખોટા વિષે.

### રાગ.

સુદેવ ગુરૂ મારા બાળક સંભાળો

દેખાવમાં દીસે મોટાં મીનારા, જુલ્મ થકી નથી પ્રભુથી બીનાર;
જીવતાના લોહીના પીનારારે, કૈક લાગે છે મોટા.
અંદરથી જોઇએ આપણે રે, ત્યારે દીસે છે ખોટા;
દેખાવમાં જોતાં દીસે છે રાણા, વાત કરે ત્યારે બહુ લાગે શાણા
ભીતરમાં હોય પાકા પાણા રે, કદી પલળે ન તેવા;
શા માટે હું કહું સજ્જનો રે, આની ઉપાડવી શેવા.
પર ઘેર જમવાને ચડીને ઘોડે, રે વાળ ચાલ ચલાવીને દોડે;
પોતા ઘરે મારે જોડે રે, જ્યારે આવે છે ટાણું;
ખરચતાં વિતને રીતથી રે, બને કાગજ્યું કાણું.
આવા ઘરે સિદ દીકરી દેવી, અને દીકરી શું એ તણી લેવી.
વિશેષ વાત શું કહેવી રે, કવિ એટલું કે' છે
ટુંકુ વતાવોને તે તણું રે, સાર છેલ્લોતો એ છે.

## મરનારની પછવાડે રડાકુટ કરનાર સ્રીઓ, તમે શા માટે આ રીવાજને અટકાવતાં નથી?

### રાગ.

સીધુડો—ઢાળ—ધડુસલાની.

શાને રડો, કુટો છો સુંદરી, કરી આક્રંદો અપારરે;
વળી કુટી ફાડો છો છાતડી, મારી મુગદળો સમ મારરે. શાને.

કુટી પીટીને ફાડો છાતડીરે, પછાડી ખાય ભાંગો પાય;
તોએ મરનાર સૂતો સાથરે, બોલી બેઠા નહી થાયરે. શાને.
શાને મરનારને તમે રૂવોરે, નથી રોનારાં રહેનાર;
કોઇ આજે તો કોઇ કાલ જો, ખુટયે શ્વાસ છે મરનારરે. શાને.
અતિ ઉંડાં છે જેનાં મૂળીયાંરે, જુવો ઝાડ અને પાડ;
ગયા લોપાય તેવા લોકમાં, કોણુ આપણો આધારરે. શાનો.
હરતાં ફરતાં ને નથી મૂળીયાંરે, નથી અન્યકો આધાર;
તેત્રા ટકે કહો શી રીતથી, સુણો શાણા આ સંસારરે, શાને.
સદા મરનારને સંભારતાંરે, મહા મનડું મુઝાય;
એરે આગાધે અંગ આપણે, બહુ બીમારીઓ થાયરે. શાનો.
કૃષ્ણુ પ્રભુને પ્રભુ રામજીરે, જેની શક્તિનો ન પાર;
હજુ જપાય જેના નામને, ગયા તેવા જીવન હારરે. શાને.
દુનીયા આગળ ગાયે દુઃખડાંરે, મળે લાભ ન લગાર;
ખોટા મલાવા ખલક નાં કરો, બની ગાંડાને ગમારરે. શાને.
અમ્મર પટોજ નથી કોઇનેરે, રૂડા રાજને દરબાર;
મોટા મહિપાળ તે ચાલ્યા ગયા. તજી, ધટ અને ધરબારરે. શાને.
જુઠી કાયાને માયા જાણુવીરે, જુઠો સરવ છે સંસાર;
મારો કરીને કો નવ માનશો, નથી આપણો થનારરે. શાને.
માટે પ્રભુ, પ્રભુ, પ્રભુ જપોરે, જે છે આપણો આધાર;
જેના જપવાથી થશે કોકદિ, બેડો ભવ તણો જો પારરે. શાને.
ઘણા લેખક લેખો લખી ગયારે, વળી લખે છે જો હાલ;
છતાં નથીરે શાંને છોડતાં, રડયાં કટયા તણો ચાલરે. શાને.
આસિષ આપો મુખેથી એટલી રે; જોડીજોડથી બે હાથ;
શાંતિ પ્રેરો પ્રભુમરનારને, તમો છે ત્રિભુવન નાથરે. શાને.

# કાં ?? પદ્મણીઓ, માર બોલ મીઠાં લાગશે કે કડવા ?

### રાગ

બાઇઓ; ?? સીદ વગોવો છો ? ભલા ભરથારનેરે;
શાને અપમાની ઇચ્છો હો, દોજક દ્વારનેરે. બાઇઓ.
અખંડ ચુડલો છે તેનાથી, બાલ ચાંદલો છે એનાથી;
સીખવાાં છે માન; તમારાં નાથથીરે; બાઇઓ.
સોળ જુવો છે એ શણુગારો, પ્રાણ પતિ છે તો, મન ધારો;
ભમરાળો કહી કેમ ? નિંદો છે, વાતથીરે. બાઇઓ.
ભેખ લઇ જઇ જાએ રૂડો, વાળી રહીશું દિ એક છેડો;
વદતાં આવી વાત, કરોમાં પાતનેરે. બાઇઓ.
માલ વગરનો ને ભમરાળો, સે'જ વાતમાં બોલ ન કાઢો;
અનિષ્ટ તણા નિશાન, ન તાકો. બાલમાંરે. બાઇઓ.
પતિ કદિક ભગવાંજો કરશે, સુખ ઘણું તેથી સાંપડશે;
ચાહો નહિં એ ચિત, ડરી કીરતારથીરે. બાઇઓ.
ભલે પતિ ઘર પાડો ખાડો, સઘળું ભલે પીયર પધરાવો;
નથી પાડતા ના, થોભી તમ હાથથીરે. બાઇઓ.
પ્રભુ સમો છે નાથ તમારો, ત્રાસ નહીં તે પર દરસાવો;
ત્રિભૂવન ઉદ્ધગાર ગ્રહો સુભ સારથીરે. બાઇઓ.

---

# સ્ત્રી પ્રત્યે ઘાતકીપણું ગુજારનાર માટે.

### ગાયન.

બાઇઓ ??? કારણ વિણ કરી કોપ, તજો નહી નારનેરે;
છે એ અબળાનો અવતારજ, મારી મારનેરે. બાઇઓ ???

સિખવણી પર કોઇએ ચાલી, વ્હાલા કેમ તજોછો વ્હાલી;
મૂંઢ મતિ નાદાન; બનીને કાનથીરે. ભાઇઓ ? ? ?
કોઇ નથી જેનું જો બેલી, રખડાવો કાં? જંગલ મેલી;
કાંક તપાસો કુર, એના આધારનેરે. ભાઇઓ ? ? ?
ભુખ તરસ્યને માર ખમી છે, સિરનામી તમ પાય નમી છે;
ચાહતાં ચિત અપાર, કરીએ પ્યારનેરે. ભાઇઓ ? ? ?
સિયળવંતને આજ્ઞાકારી, પગદે નાં કદિ તે ધરબારી;
ઇચ્છે તમ આરોગ્ય, સદા ઉચારથીરે. ભાઇઓ ? ? ?
જીવતર તેનું ઝેરજ કરતા; કેમ નથી ઈશ્વરથી ડરતા;
પ્રગટાવો કાં ત્રાસ, તદન જો ખારથીરે. ભાઇઓ ? ? ?
રેહેવાને, નત્ર ખાવા દેવુ, ધાતકી કામ કરોછો કેવું;
વસ્ત્રાન દેવું હાથ, લાજ મરજાદથીરે. ભાઇઓ ? ? ?
સતિ ગુણવાળી નાર કનડશે, નિશ્ચય નરકે તે નર પડશે;
નહિ છુટે કોઇ યુગ, નિસાસા નારથીરે, ભાઇઓ ? ? ?

દોહરા.

સિખવણીથી ચાલીને, નાર દુભવશે નાથ;
સિખવણુ કરતારતે, પકડે ન નરકે હાથ ૧.

---

## આ જગતમાં સઘળું કોણ કરે? લેણાદેવી:

### રાગ—ચાબખો.

જોઇ લ્યો જગમાં જોયા જેવીરે, સૌથી મોટી છે લેણાદેવી
નિચાને ઉચી પદવી પમાડે, જાણે ન સ્વપ્ને એવીરે. જોઇ લ્યો.
ભરથરી:ભૂપનો વાળીનો ઠાણીયો, લાદ ઉપાડતો કેવી!

તેની શેવા કહો કેવી બજાવી ગઇ, પરિવર પીંગળા જેવીરે. જોઇ લ્યો.
અતિલલુપતા રામતણી રાખતી, સતી સીતા ઇશ જેવી;
રાવણુ પાસેથી લાવ્યા પરાણે, પાછી તજી છે વન કેવીરે. જોઇ લ્યો.
છપ્પન ક્રોટી જાદવો સહાર્યા, કૃષ્ણુ કળાજ કહો કેવી;
એક પારાધીએ પ્રાણુ તજાવ્યાં, જમીન જોઇ ભૂખ જેવીરે. જોઇ લ્યો.
લેણા દેવી જેને સાહાય થાય ત્યારે, તારે છે નાવલાની જેવી;
સાફ કરે છે કફા થયેથી, જોઇ જાણી નો'ય જગ તેવી. જોઇ લ્યો.
કે'છે ત્રિભૂવન માટે ઓ માનવી, સુખ દુઃખ લેજોજ સેવી;
કોઇની અવગણુના ગાવી ન મુખડે, છેલ્લી સિખામણુ એવીરે. જોઇ લ્યો.

---

## અહ્યા હોકલીયા? હોકાની મજા કેવી?

### રાગ.

"'કર્યાં કરમજે હશે કરથી, તો તો ભોગવવાં પડશેરે–" એ ઢબ.

હોકલીયારે તમે હોકા પીતાં ??? કેમે કરતાં અટકોરે;
હોકા માટેરે ભાઇ બની હરઇયા, ઘરઘર નાં કહુ ભટકોરે. હોકલીયા.
રાત, દિવસ જો હોકો પીવાનો, ખોટો ન રાખો ખટકો;
ધંધો તમારો ધુળ મળે છે, લાભ ન થાશે કટકોરે હોકલીયા.
પ્રભાતમાં પ્રભુ નામ તજીને, હોલી નિત્યે નહી પ્રગટોરે;
ચલમની શું સેવા કરો છો, હોકો પાણા પર પટકોરે. હોકલીયા.
બંધીવાન નવ બનો હોકાના, સુણી ન કરશો ચટકોરે;
આરે શિખામણુ સુધા સમી છે, જાણો ન મનથી જટકોરે. હોક.
આરે વ્યસનના દોરને દુનિયાં, બાંધી ગળે નવ લટકોરે;
વ્યસન તજવે બહુ લાભ મળશે, એમ ગણીને તમે અટકોરે. હોક.

# અરે! ગાંઠીયા તમારી ભવિષ્ય વાણી શું છે?

## ચાબખો.

સાંભળો, સાંભળો ગઠીયાજી, તમારા દુઃખના આવશે દી
ભોગ મેળવશે જો જો તમારા, પકડાશો કિ. સાંભળો.
કરે કદી જો કરશે પોલીસો, પકડાશો તે વેળા
કોર્ટે ચડાવશે, બેડીયો જડાવશે, કરી કેદખાના ભેળારે સાંભળો.
બાવાથી બુરો વેષ પેહરાવશે, ખાવા દેશે પેટ ભરી;
કામ કરાવશે સખ્ત મજુરી, બરડો જાશે ઠરીરે. સાંભળો.
રોટલી બદલે રોટલા આપશે, ઉપર આપશે ભાજી;
માંદા થશો તો લઇ જઇ જો સિકમાં, પીવરાવશે જો કાંજીરે. સાંભળો.
કલાસ પ્રમાણે પુરશે તમોને, નિત્ય નિયમ સરખોલી;
ચાંચડ, માંકડને ટોલા તમારાં, ચામડાં ખાશે ફોલીરે. સાંભળો.
અનેક જાતના કેદીની જોડે, પુરશે, સુવારશે હારે;
નાવા ધોવાનું જાણજો થાશે, વાર નિમેલને વારેરે. સાંભળો.
હાંડાઇ લુચાઈ ત્યાં કામ નહી આવશે, મનમાં અતિશે મુજાશો.
આજ્ઞાથી અળગા થશો તમે તો, તુરત ત્યાં ફટકા ખાશોરે. સાંભળો.
લાજ જશે તે જુદી જગતમાં, આવકાર કોઇ નહીં આપે;
આંગળીથી ચીંધશે આખી આ દુનિયા, ચોરી કરી છે આપાપેરે. સાંભળો
નોકરો ચાકરો કોઇ નહી રાખશે. જાણી જગતના લોકો;
સારાં સંગાતે નહી નોતરશે, મુકવી પડશે પોકોરે. સાંભળો.
માઠી ગતિ વળી થશે મરીને, જમની પુરીમાં જાશો;
અનંત ભવ ત્યાં કરવા પડશે, માર મોઘરીના ખાશોરે. સાંભળો.
ઉપર લખ્યું તે મિથ્યા ન થાશે, કે, છે ત્રિભૂવન માનો;
માને તો સુધરો તજી તમે ટેવને, બોધ નથીજ આ છાનો. સાંભળો.

રાગ.

" અહા પ્રભુ કરમની ગતિ ન્યારી.

ભજન.

અરેરેઓ ગહીયા ! ! કાંઇક મનમાં વિચારો;
થશે ઉપર કહ્યું છે તે ધારોરે. ઓગહીયા.
સ્વર્ગ સમા આ રાજ્ય બ્રિટિશમાં, કયાંયે નથીરે ઉગારો;
નેતરના કટકાથી ફટકારે પડતાં, બરડો બગડશે તમારો. ઓગહીયા.
પરધન મિલ્કત ખેંચી લેવા થકી, જાશે નહી જન્મ વારો;
રઝળી, રખડી અને ભટકીરે મરશો, બીજુ થશે નહી ધારોરે. ઓગહીયા.
ઉત્તમ આ અવતાર મળ્યો છે, ઘણો સારામાં જો સારો;
પાપ કમાણીઓ કરથી કરીને, પુણ્ય નહી પરવારોરે ઓગહીયા
તરવાને બદલે બુડી મરોમાં, હાથે કરી નર્ક દ્વારો;
કે, છે ત્રિભૂવન તમ સુભ ચિંતક, પછી જેવો ભાવરે તમારો. ઓગહીયા.

---

## અરે વ્યસન વાળા, તમારા માટે હું શું કરૂં છું ? અને તમારૂં શું થાય છે, તથા થશે.

ચાબખો.

વ્યસનને દોરડે દિલને વીંટાળી, દુનિયા હાથે બને છે દીવાની. ટેક.
આઢ્યું ગયું છે જુઓ અફીણમાં, દારૂમાં દિન રાત ગાળી;
ગામ, ગરાસને ઘરને ગુમાવ્યાં ગુમાવ્યાં વાસણો, થાળી. વ્ય.
બન્યા હરાયા હોકાને બીડીએ, લાગી ચંડુલમાં તાળી;
વાળ્યું સત્યા નાશ, ચાતણે સીગલે, સોડા, લેમન નિત્ય ન્યાળી. વ્ય.
પવિત્ર રીતને મારી પાટુએ, ધર્મ ઉપર ધુળ વાળી;

વીંટાય ગયા બહુ વ્યસનને દોરડે, કાયાને રૂપ, રંગ બાળી. વ્ય.
તમારા દુખડા દેખી દ્રષ્ટિથી, ચાલે બળતરા કાળી;
આપો છાતી તો કુટું સહાયે, જોરથી મુઠીયો વાળી. વ્ય.
કર્યા અકલના વ્યસનથી ઠાંકરા, આબરૂ પર ધરી પાળી;
ઘરનાર તમારીયો ઉઠી અડધી રાતથી, સદા રૂવે છે મોં વાળી. વ્ય.
કે, છે ત્રિભુવન સમજી ને ચિત્તથી, વ્યસન દ્યો સરવે ટાળી;
થશે આબાદી તેમાં તમારી, વળી લાજ વધશે રૂપાળી. વ્ય.

---

## પરદેસી મુસાફરોને, પુરાતની સ્થળ જોવાને માટે અમદાવાદમાં શું જોવાનું છે?

**ર.ગ.**

"માહું લગાડોતો મારા સમ સલુણાંરે."

અમદાવાદમાં જોવા જેવાં, સાતેક છે ઠેકાણાંરે.
જોવાં હોય તો જુવો સરવે પરદેસી પરોણારે. અમદા.
જા જો રાયપર દરવાજેથી. (૧) શાહઆલમને રોજેરે;
તળાવ અધવચ (૨) કાંકરીયું છે, વિરામજો ત્યાં મોજેરે. અ૦
એ જોઇ આવો માણેક ચોકે; (૩) જુમ્માંમસીદને જોવારે
તે જોઇ જાઓ (૪) ત્રણ દરવાજે, (૫) ભદ્ર કીલ્લાપર મોહવારે. અ૦
એ દેખી દીલી દરવાજે. સાહી બાગની સડકેરે;
હઠીસંગનાં (૬) નિરખો દેહેરાં. નર નારી બીન ફડકેરે. અ૦
ત્યાંથી આવો અસારવાના પાદરમાં નર નારીરે;
દાદાહરિની (૭) વાવ તપાસો, એ શોભા છે ન્યારીરે. અ૦
અનેક સ્થળ બાદશાહી એવાં, રાજનગરમાં રૂડારે;

તેમાં મુખ્ય આ સાત ગણાએ, તેજ ગણાવ્યાં પુરાંરે. અ૦
કેક અજાણ્યા મુસાફરોને, મન મુશ્કેલી પડતીરે;
તે અડચણ ત્રિભુવનદાસે, દુર કરી છે નડતીરે. અ૦

બીજું શું જાણવાનું છે.

ધંધાની છે ધમાલ મોટી, વિધવિધ છે વેહેપારીરે;
મળે ન નવરા ઘર ઘર જોતાં, બાળક નરને નારીરે. અ૦
પ્રૌઢ પ્રતાપી, બહુ ધનવંતા, શેઠ ઘણા છે સારારે;
મુસલામી, પારસીયો, હિંદુ, નથી સંપમાં ન્યારારે. અ૦
જે ચીજ, વસ્તુ, જણુસો જોઇએ, તે નાણાંથી મળશેરે;
પદારથોની તાંણુ નથી જો, અગવડ સરવે ટળશેરે.
લોફરથી રેહેવાનું ચેતી, ધાક નથી કોઇ બીજીરે;
ત્રિભુવન સમજાવે ટુંકું, વંદન વદી જન શ્રીજીરે. અ૦

## દુષ્ટા સ્ત્રીથી શા માટે દુર રેહેવું જોઇએ !

### કીરતન.

દેખોરે દુનિયાનાં લોકો, ડાહાપણમાં દુઃખ પામ્યો. એ ઢબ.
સન્નારી,નરને ચેતાવા, વાત લખી છે સારી;
દુર વસજો દુતિ ધુતિ સમ, નજરે ન્યાળી નારીરે.
દુનિયાંના લોકો ! ! દુષ્ટા દેખીને દુર રેહેજો. ॥ ટેક ॥
લાલી સમ લવ લવ કરનારી, હોય કદિ નત્ર હસ્તી;
સદા શોકને દિલ દાખવતી, દુનિયાંને રહે ભરતીરે. દુનિ૦
સામું જોતાં સનકારાનું, અઘટીત આળ ઓઢાડે;
ખાંસી ખાતાં ગણી ખુંખારો, હલકી હલકા પાડેરે. દુનિ૦

ગજગ કર્યા સમ ગાળો ભાંડ, જાલમ જુલમ કરતી;
ઘરનાં, પરનાં ગણેન કોને, ફાટી આંખે ફરતીરે. દુનિ૦
કરવત જેવી જીભડીએથી, બે બાજુએ કાપે;
કીતકરને માથે પણ છાણાં, જોયા જેવાં થાપેરે. દુનિ૦
કામ કરતાં કંટાળો આપે, વળી જો હરતા ફરતા;
શિખામણને નવ સ્વીકારે, મહિમાંથી એ મરતાંરે. દુનિ૦
બહુ સારૂં ખાવાને જોઇએ, ભવગાળે છે ખાતા;
નફટ વહુ નિરભાગી નરનાં, સદા નથી શરમાતાંરે. દુનિ૦
રોટલીયેનો કેર કરે એ, દોઢ દોઢ કોડી ખાતા;
ભાત દાળનું ગુદામ ઉદર, પીટ પાડે પુરાતાંરે. દુનિ૦
સરવે જનને મૂરખ લેખ, ડાહાપણ વાળી આપે;
ભુંડણ સમ ભમરાળી ભામા, દુનિયાંમાં દિન રતરે. દુનિ૦
જંગ જમાવે જ્યાં જાએ ત્યાં, દાવાનળની જેવા;
જવાળામુખી પરવત ફાટે, એવા ભાઇઓ એવારે. દુનિ:
બા, બા કરતાં બમણી બ્હેકે, ત્રગણી થાયે તીખી;
હા, હા કરતાં ચુક પડે તો, વેખલ નાખે વીંખીરે. દુનિ:
દુનિયાના સરવે દુર્ગુણને, હરદમ રાખે હેગે;
શરમ, ધરમએ છાંડેલીને, શું સિખામણ દઇએરે. દુનિ:
જગખારી જગમાંથી જાતાં, બળતાં થાએ બેઠી;
મુવા પછી પણ બને ભુતડી, એવી આ જગ હેડીરે. દુનિ:
કુબડું કાળા હોકા સરખું, માહુ હોએ મોહુ;
પ વખાણે આપ તણુંએ, સૌ દુનિયાંથી દોઢુંરે. દુનિ:
ઉટડી જેવા એ અધરને, પરવાળા સમ કે છે;
લવરીથી એ નવરી થાતાં, દરપણ સામું લેછેરે. દુનિ

નિત્ય નવા વર કરવા વાળી, મરતાની મદમાતી;
સતિ સમ પાછી શેખી કરતાં, સેહેજ નથી સરમાતીરે. દુનિઃ
ઉપકાર, અપકાર કરનારાને, સમાન દેખે દ્રષ્ટિ;
નવ જાણે આગળની સ્થિતિ, હતી શું દુઃખની વૃષ્ટિ. દુનિઃ
ત્રિભૂવન સજ્જન સમજાવે, ધરથી પાડી ધાંટો;
દૂરભાગી દોજક વાસીનું, દૂરથી હાચુ હાટોરે. દુનિ;

---

## ભજન ભાવના.

### ભજન.

કાયામાં કેમ રેહેવાશે ભાઇ, જ્યારે દેવની રજા થૈઇ;
અવધિનો અંત આવતાં જોજો, કોઇ રેહેવાનું નૈઇ. કાયા૦
આંખના ઉદયા દેવતા અને, નાડીયો તુટી ગેઇ;
કાનનાં બન્યાં ખોડચાં અને, લવતી લોઝી રૈઇ. કાયા.
હલતા તારા હાથ પડ્યાને, પગતે લાંબા થૈઇ;
સ્વાસ નળીમાં સ્વાસ પેસેનૈ, શક્તિ ચાલી ગેઇ. કાયા.
કાળનું તેડું આવશે તેતો, જીવડો જાશે લઇ;
લેવા આવેલા કોઇ ઉપાયે, છોડશે જોજે નેઇ. કાયા.
ખાજે, પીજે, લેજે, દેજેને, કેહેવું તે દેજે કૈઇ;
ગમાર ગાફલ જો રહ્યો તો, બગડી બાજી ગૈઇ. કાયા.
સંબંધ તારો સરવે સગાં, રાખશે ઘડી નેઇ;
કે, ત્રિભૂવન ઘરમાં રહેશે, ભાઇ હુંઠામાં દેઇ. કાયા.

"રાગ" બીગરી કોન સુધારે નાથ બીન, (૨) એ ઢબ.

કર્યા કરમજે હશે કરથી, તે તો ભોગવવા પડશેરે;
સરવ ઇલાજો નિષ્ફળ નિવડી, જો જો નડશે નડશેરે. કર્યા.
રામ શરીખા બાળક રાજા, બળવંતા બહુ તનનારે;
અનંત નૃપનું પાણી ઉતાર્યું તેવા ગયા છે વનમારે. કર્યા.
પાંડવ જેવા કુશળ યોદ્ધા, જુવો થયા છે જુગારીરે;
રાજ પાટને હારી ગયા છે, હાર્યાં છે દ્રૌપદી નારીરે. કર્યા.
રાવણ સુખમાં કમી હતું શું? હતી મંદોદરી નારીરે.
સર્વ ગુમાવા સુજ્યું જુવો, સીતા લેવી ધારીરે. કર્યા.
દમયંતીને નળનું પ્રેમી, હતું ઉત્તમ જોડુંરે;
વ્યાખ્યાન તેનું જુવોને વાંચી, વિત્યું છે કંઈ થોડુંરે, કર્યા.
નંદરાજાએ અનંત નાણું, કીધું દધીમાં ભેળુંરે;
એક દિવસજો આવ્યો એને, નમજ્યું લેવા વેળુરે. કર્યા.
માટે કરમથી અલગ પડજો, હોએ સ્વર્ગે જાવુંરે;
નહિતર કે, છે ભાઇ ત્રિભૂવન, નથી હમારે નાહાવુંરે. કર્યા.

## એજ રાગ.

પાખંડીને કોઇ ન પુંજો સિધ્ધે રસ્તે ચાલોરે;
અમર પદના સુખડાં લેવા, વ્હાલાઓ વિચારોરે. પાખંડી.
આરે જગતમાં એકજ એ છે, નામ આદીશ્વર જેનુરે;
એ વિણુ સરવે ધતીંગ સમજો, કહ્યું ન માનો કેનુંરે. પાખંડી.
તેને ભજવા કોઇ ન પાડો, મત ભેદ મારા ભાઇરે;
અનેક એકના સિદ્ધ કરોડો, નથી તમોને સતાઇરે. પાખંડી
અનેક રસ્તા કરવા થકીજો, ઘણા પડે છે ભુલારે;

મોટા મોટાઓ મુવા છે ડુબી, અહી બતાવું શું ખુલ્લારે? પાખંડી.
નામ આદીશ્વર એકજ ભજવું, હૃદય લાગણી સાથેરે;
અમ્મર પદ જો થકી-એ મળશે, સમજો ટુંકી વાતેરે. પાખંડી
ત્રિભૂવન તે માટે તમોને, ઉત્યમ કરણી કે, છેરે;
રાખો આદીશ્વર હરદમ હૈયે, તરણુ તારણું જગતે છે રે. પાખંડી

## પરભાતી.

હે કરણી કરી લે સારી પ્રાણીયા, એક દિન આવશે જો એવો;
આરે જગતથી જઇશ તું, ધોયેલ મુળાની જેવો. હેકરણી.
તારીરે નારીને, તારાં છોકરાંરે, તારા-બાપ અને માતા:
ઘડીયે ઘરે નહિં રાખશેરે, જીવડો ઘટમાંથી જાતા. હેકરણી.
વાડી ઘોડીને મોટી મેડીઓરે, રૂડા લુગડાં ઘરાણું;
રહેશે પડયું જો હશે તીહાંરે આવ્યો કાળતણું આણું. હેકરણી.
દેશે નહીરે તને દોકડો, તારૂં છેરે તેમ ધારી;
પડશે જવું રે ખાલી હાથથીરે, જોજે જોજે જખ મારી. હેકરણી
કરણી કરેલી હાથથીરે; એજ આવશે જો સાથે.
બીજુ રહેશે જો બધું પડયુંરે, તારૂં મેળવલું જાતે. હેકરણી
ઓર જપાટો કાળનોરે થાશે જોજે અણુધાર્યો;
માટે ચેતીને સદા ચાલજેરે, જોજે જાતો ન માર્યો;
કરણી જેણેરે સારી કરીરે, તેણે સરવસ જીત્યું;
બીજા બધા જે પ્રાણીએરે, માગી દોજક લીધું. હેકરણી.
ત્રિભૂવન તમારા હિતનીરે, વાત ઉત્યમ કે, છે;
પ્રભુ ભજોને તજો પાપનેરે, એ આ સિખ રૂડી દે છે. હેકરણી.

## ભ્રાત્ર મૃત્યુ પ્રસંગે ઈશ્વર સ્તુતિ.

રાગ. "આહા પ્રભુ કરમનકી ગતિ ન્યારી.

અહો પ્રભુ નમન કરી વારી વારી, મારી વિનતિ લેજોરે સ્વીકારી;
અહો પ્રભું નમન કરી વારી વારી. ॥ટેક॥
લક્ષ્મણ બંધુ સમ મુજ બંધુની, હતી રૂડા "રામજી"ની જોડી;
કાળ કરાળે આવીને ઓચિંતાં, જોડી નાંખી છે પ્રભુ તોડીરે. અહો.
રામની મદદ જેવી લક્ષમણ કરતો, સદા રાખી સાથ સ્વારી;
તેવી મદદ મારો આ બંધુ કરતો, કર્યો પોતાં શિરપર ધારીરે. અહો.
નિર્મળ મન અને શાંત સ્વભાવે, જ્ઞાની હતો ગુણકારી;
વિખુટો પડી તે વ્હાલા વૈકુંઠ આવ્યો, શેવાના લાભ લેવા ધારીરે. અહો.
સંવત ઓગણીસ, સાલ ઇકોતેર, વૈશાખ માસ અધિકારી;
સુદી બારસ વાર મંગળવારે, મૃત્યુ લોક છોડીને મોરારીરે. અહો.
રૂડી રીતે તેનું રક્ષણ કરજો, જન્મ ન દે વારી વારી;
અખંડ સુખડાંક, આપો ત્રિભુવન, આપ કને અરજ ગુજારીરે. અહો.

---

### સોરઠા.

મરવું સરવે સિર છે, કોઇ દિન કોઇ રાત;
મિથ્યા ન થાએ કોઇથી, સમજી મનમાં બાત. ૧.
આખિર આપું બાઇ હું, અવિચળ કરશે ઇશ;
તરણ તારણ છે સરવનો, જે જબરો જુગદીશ. ૨.
માસ બાર મુજ હાથથી, પુણ્ય દાન જે થાય;
ભોક્તા તેનો તુજ હો, બિરઃ સીકારે બાઇ. ૩.

# મારા મિત્ર ખોજા જાનમહુમદ વેલસીના મૃત્યુ પ્રસંગે મારો સુભાશિર્વાદ,

## રાગ.

## ત્રેતાળી ચોપાઈ.

માહરા જ્ઞાની ગુણી રૂડા મિત્ર, જાનમાહમદ પરમ પવિત્ર.
ઘણો શાંતને ધીરારે સ્વભાવે, ગયો પરલોક ખબર આભારે.
ગત વખત પહેલાં દિન એકે, વાત વિનોદ કરતા વિવેકે;
કરી વાત ન આવી તે વખતે, માહરે જાવું છે જીનંત તખ્તે
ભલા કેમ વાત રાખી આ છાની; ન્હોતી જુદાઇ ગુણીયલ જ્ઞાની;
બિજે દિન જયારે આવ્યો દુકાને, ત્યાંનો ગજબ અજગ પડ્યો કાને.
સદા માટે વિયોગ તારો જાણી, પુરી દીલગીરી દીલ ઉભરાણી;
હતો ગામમાંને ખબર ન દીધી, છાની વાટ વ્હાલા વૈકુંઠની લીધી.
હશે ખરે બન્યું બનવાનું, નથી થયું તે નથીરે થવાનું;
તારા વિયોગ માટે શું શું કરવું, માહરે મુખડે હવે શું ઉચરવું.
તેનો પુરતો કરીને વિચાર, મારા ઉરથી કરૂં છું ઉદ્ગાર;
સદા ખુદા ખલક તણો સ્વામી, તેના પાસે મહાસુખ પામી.
જન્મ મરણ થકી થઇ મુક્ત, રેહેજે સદા માટે તું સંયુક્ત;
એવી આશિષ છે મિત્ર મહારી, ખુદા સ્વીકારશે પ્રેમ ધારી

## દોહરા.

સંવત ચાલે ઓગણી, છહોતેરની સાલ;
ચૈત્ર સુદજો ચોદશે, વાંર મંગળની રાત. ૧
બાંર ઉપર બે વાગતાં, છોડયાં ધટ ઘરબાર;
જાનમાહમદ, સુત, વેલસી, જંવા જીંનત દરબાર ૨

ભાઇ, ભત્રીજા, પુત્ર છે, કુલીન જાત કુળવાન;
મણી ગુણુ માન ધરાવતા, નુરમાહમદ છે નામ. ૩

---

## જળચર, ભુચર અને ખેચર પ્રાણીનો શું સ્વભાવ છે?

રાગ.

**મૈયારીનું મુખ દેખી પ્રિતી પલટાવીરે.**

સહુ દુનિયાં સ્વારથની દીઠી, સ્વારથ વિણુ નથી કોઇરે.
જળ વિણુ સર પર જાય ન માનવ, પશુ પક્ષી પણુ કોઇરે. સહુ૦
દાવા નળ લાગે લે જંગલ, મૃગ નવ જાયે ફરવારે;
સુક તરૂ પર પક્ષી ન બેસે, ઘડી વિસામો કરવારે. સહુ૦
તેમ જનો જન દીનરે દેખી, સરવે આઘા નાસેરે;
સ્વારથની છે એવી દુનિયાં, કહ્યું ત્રિભુવન દાસેરે. સહુ૦
અશક્ત, ઘરડા, રોગી વરને, ચાહે ન ચિંતે નારીરે;
મુવો ગણી મોં વાળે તેનું, રાગ થકી લલકારીરે. સહુ૦
માંખણીયા થૈ અનેક આવે, સ્વારથ હોયે ત્યારેરે;
વણુ સ્વારથ બોલાવ્યા નાવે, કકલાટથી પણુ કયારેરે. સહુ૦
બાપા, કાકા, દાદા, મુરબી. સ્વારથ સુધી કે, છેરે;
સ્વારથ સરતાં બને સમોવડ, અવળા અળગા રહે છે રે. સહુ૦
સ્વારથ વિણુ જગનાં જનએ છે, પરમારથનો કરતારે;
પરમ કૃપાળુ જો પરમેશ્વર, તરણુ તારણુ દુઃખ હરતારે. સહુ૦
સ્વારથીયામાં નહિ સપડાતા, પરમારથીઓ પ્રીછોરે;
કહે ત્રિભુવન સ્વર્ગ પુરીનાં, અનંત સુખડાં ઇચ્છોરે. સહુ૦

# અલ્યા દગો કયાં કયાં છે? અને દગાથી શું થાય છે!

## ગજલ.

દગો છે દૂધને ઘીમાં, દગો છે તેલ ને બાંમાં;
નથી હું દેખતો સીમાં, દગાથી દેસ ડુબે છે. ૧
દગો છે ખાંડને ગોળે, દગો છે ધાણીના ખોળે;
દગો છે ત્રાજવાં તોલે, દગાથી દેશ ડુબે છે. ૨
દગામાં સરવ છે દાણા, ભેળેલા કાંકરી પાણા;
દગાથી એમ લે નાણાં, દગાથી દેશ ડુબે છે. ૩
દગામાં શાકને ભાજી, કરે વાસી અરે તાજી;
બકાલી કેક તે પાજી, દગાથી દેશ ડુબે છે. ૪
દગામાં ફળ અને ફુલો, અને લે ડબલ તે મુલો;
ખવાડી માલમાં ભુલો, દગાથી દેશ ડુબે છે. ૫
દગામાં ઘાટ દાગીના, ઘડે છે લોક અભાગીના;
જુઓ આ જગત...... ...દગાથી દેશ ડુબે છે. ૬
દગામાં કક કરે ઘાતું, અને દે બૌ કરી વાતું;
નથી જે લોક એ ચાહતું, દગાથી દેશ ડુબે છે. ૭
દગામાં ભેખ લે ભુંડા, ખરેખર હોય છે લુંડા;
ઘણાએ કૃત્યમાં કુડા, દગાથી દેશ ડુબે છે. ૮
દગાથી કોરટે મોટા, લડે છે સાવજો ખોટા;
કરીને ન્યાયમાં ગોટા, દગાથી દેશ ડુબે છે. ૯
દગાથી સાક્ષીઓ લાવે, અરે જે એમને ફાવે;
કોરટને બોજ મુઝાવે, દગાથી દેશ ડુબે છે. ૧૦
દગો છે બાધ બાંડુમાં, દગો છે કેક રાંડુમાં;

કહું એ સર્વ ગાંડુમાં દગાથી દેશ ડુબે છે. ૧૧
દગાથી શ્રેષ્ટ ધારે છે, દગાથી મિત્ર મારે છે;
દગાને કોણુ વારે છે ??? દગાથી દેશ ડુબે છે. ૧૨
દગાનાં મુળ છે ખોટાં, દગાથી શુ નથી જોતાં;
રેહેશો એ થકી રોતા, દગાથી દેશ ડુબે છે. ૧૩
દગાને દેશમાં જાણી, વહે છે આંખમાં પાણી;
વિશેષે શું વદુ વાણી ??? દગાથી દેશ ડુબે છે. ૧૪
દગામાં કોઇ નથી ફાવ્યા દગાથી સર્વને ચાવ્યા;
ત્રિભુવન નંજર ખૌજ આવ્યા, દગાથી દેશ ડુબે છે. ૧૫



ગજલ.

કરી લે કામ કરવાનું, અજાણ્યાં છેજ મરવાનું;
નથીએ કામ ફરવાનું, મહાજો ભૂપથી મોટા.
હજારો કામ તે ધાર્યા, ઘણા માઠાં અને સારા;
જવાનાં જાણુજે માર્યાં, બધાં જે લોકમાં લેખ્યાં.
થશે જો સર્વ તે ખોટા, ખરેખર એકહિ તારા;
નહીં તું રાખ અંદેશો, નહી દે કાળ સંદેશો.
થવાનાં હામ દેશેઓ ? સમજજે મનની પુરી;
એવું છે કાળનું ટાણું, ખાતાં ઉપાડશે ખાણું.
નહીં હોય સ્વપ્નમાં જાણ્યું, અરે ઓ યાર મારા તે.
ત્રિભુવન ચિત્ત ચેતાવા, લખે છે લેખ ઓ બાવા;
કૃત્યો છે કાળનાં આવાં, દગાનાં ભાસતાં બારે.

## ગજલ.

ઉદર દરકાર નાં ભરવા, નહી જ્યાં પ્યાસની પરવા;
ન વાંછુ જીવવું મરવા, ફકીરી એ ફકીરોની.
નથી જ્યાં હાસ્ય ને રોવું, કમાવું કે નથી ખોવું;
નથી સુખ દુઃખ ને જોવું. ફકીરી.
સગાં ને કો નથી વેરી, નથી ધન ધામને મેરી;
નથી દિન દ્દષ્ટિ કે; ઝેરી. ફકીરી.
નથી મારૂં અને તારૂં, નઠારૂં ને નથી સારૂં;
નથી મિઠું અને ખારૂં. ફકીરી.
ફીકરની જે કરી ફાકી, જીનંતનાં સુખને તાકી;
ફકીરી એજ છે પાકી. ફકીરી.
ફકીરી એ વિનાની તો, લુલી ને લંગડી છે જો;
દોજકમાં વાસ વસવા ઓ. ફકીરી.

---

## ગજલ.

રમાના વેઠીયાઓ ને, કહો છો શેઠીયાઓ તે;
મને દીધ દીલગીરી એ, રમાના વેઠીયાઓને.
કરે છે બહુ અરે દોડા. દોડાવી ગાડીઓ ઘોડા.
વિરામે ના જુવો થોડા. રમાના.
શ્વાસો લે ન નિરાંતે, ન ઊંઘે દિન ને રાતે;
ન ખાવું ખાય તે ખાંતે. રમાના.
બહુએ દોરડાં તાણે, ન ફાસો આવશે જાણે;
(પછી) ફુકી દે એક એ ટાણે. રમાના.
ન જાણે ધર્મની રીતી, ન જાણે ઇશની પ્રીતિ;

ન જાણે આપની સ્થિતિ. રમાના.
દબાયે લોક આવાથી, મસ્તના હાય દાવાથી;
ગુણો શું લાભ ગાવાથી. રમાના.

## ગજલ.

અમલ છે મધથી માતો, જીરવતાં જો નથી જાતો;
(છતાં) જીરવશે વીરલા ભ્રાતો, અમલ છે મધથી માતો.
નમાલા, મૂરખા જે છે. બનાવે આંધળા તેને;
કરાવા હાની એ સૌને, અમલ છે મધથી માતો.
ખરાબી બૌ કરાવે એ, ગણે ના ઉંચ નિચા તે;
ગણાવે સૌ જનો એ–કે–અમલ છે મધથી માતો.
હિણાને બૌ ફુલાવે એ, નિચાને બૌ ભુલાવે તે;
અકરમી ચિત્નાં સમજે, અમલ છે મધથી માતો.
કુકરમો બૌ કરાવે છે. અધરમોમાં ડુબાડે છે;
વિનાએ પાત્રને જો તે, અમલ છે મધથી માતો.
પમાડે જુલમથી પીડા, ન જાણે આખરે કીડા;
વપુને વાંતરી (પાડશે) તીણાં, ન જોજો ઘેલડા થાઓ;
તપસી આખરે લાવો, અમલ છે મધથી માતો.

## ગજલ.

ફુલોમાં ફુલથી ભાઇ, ફુલ્યામાં લાભ છે નાહી;
જુઓ આ દાખલો આંહી, ફુલોમાં ફુલથી ભાઈ.
ફુલો જો ખુબ ફુલાઇ, બીજે દિ એજ કરમાઇ;
પછી કેવાં ખરી જાઇ ? ફુલોમાં૰

ખરીને એ ચડી વાઇ, ઉડી જો જાય છે ક્યાંઇ ?
મળે નાં જો પત્તો ભાઇ. ફુલોમાં૦
ફુલ્યાની એ દશા થાઇ, જુવો તો આખરે આંઇ;
ન બીજું જાણુજો કાંઇ. ફુલોમાં૦
ફુલ્યા તે કેઇ ગયા ઉડી, તજી ઘરબારને મુડી;
ગુમાવી આબરૂ રૂડી. ફુલોમાં૦
ફુલેલાં ફુલને જો–જો, પછી એ દાખલો લેજો;
જુઠું જો હોય તો કે'જો, ફુલોમાં૦
ટુંકી છે શિખ આ મ્હારી, હૃદયમાં રાખજો ધારી;
વિશેષે શું વદું વારી. ફુલોમાં૦

---

## ગજલ.

ધરમના રાફડા ફાટયા, અરે કયા જુગના દાટયા;
ગણ્યા કે જાય નાં ગાંઠયા, ધરમના રાફડા ફાટયા ? ?
ઘણા કે ધર્મ એ મોટો, ઘણા કે ધર્મ તે ખોટો;
અરે આ કેટલ્યો ગોટો, ધરમના૦
ઘણાતો મુરતી પુજે, ઘણાતો પુજતાં ધ્રુજે;
હવે સાચુ કયું સુજે. ધરમના૦
ઘણાતો પુજશે દેવી, ઘણાએ નાં ગણે એવી;
ખરી કઇ વાત તે કેવી. ધરમના૦
ધરીને ભુ પરે ભેખો, (લખીને) ગયા છે જો ઘણા લેખો;
હવે સાચા કયા દેખો. ધરમના૦
અનાદી ઇશને ખુદા, જરી જોતાં નથી જુદા

મળે છે ખોળતાં મુદ્દા. ધરમના૦
ઉગાયની એક છે નેકી, ઉભયની એક છે ટેકી.
બીજા તો સહુ પડયા ઠેકી. ધરમના૦

## ચંડાળને શિખામણ યાને દુષ્ટને દીલાસો.

### ગજલ.

ખુટયાં છે પુણ્ય જો તારાં, હવે છે પાપના વારા;
ભોગવ તું ભાઇ એ મારા, હવે દિલગીર છો શાને ? ? ?
ચડીને મોટરે ફરિયો, જુલમ જાલમ ઘણો કરીયો;
નથી જો પાપથી ડરીયો, હવે દિલગીર છો શાને ? ? ?
ગણી નાં ધર્મને નીતિ, ગણી નાં કાળની ભીતી;
ન જાણી અન્યને વીતી, હવે દીલગીર છો શાને ? ? ?
હર્યું છે કૈકનું નાણું, બધે તેં બાપનું જાણ્યું;
બીજાનું ઉર નાં આણ્યું, હવે દિલગીર છો શાને ? ? ?
લુંટાએ એટલ્યું લુંટયું, બધે સ્થળ જ્યા લગી ખુંટયું;
કુટાએ ત્યાં લગી કુટયું, હવે દીલગીર છો શાને ? ? ?
લંપટતા ખુબ તેં ખેલી, ન જાતી કોઇ તે મેલી;
ઓળંગી હદ જો છેલી, હવે દિલગીર છો શાને ? ? ?
હવે શું ? ? હાય એ માડી, રડે છે મુખડું ફાડી;
વદન વીલું કરી દાડી, હવે દિલગીર છો શાને ? ? ?
હવે તું હીજડો થામાં, નફ્ટ થઇ દુઃખડા ગામા;
ઉપાનો શિરપરે ખામાં, હવે દિલગીર છો શાને ? ? ?
થવાની તે થવાની છે, જવાની તે જવાની છે;

મિથ્યા તે નાં થવાની છે, હવે દિલગીર છો શાને ? ? ?
દીલાસો દઉં તને ભાઇ, હિંમત તું હાર નાં કાંઇ;
તેમાંથી પામશે સાહી. હવે દિલગીર છો શાને ? ? ?
રીબાવ્યા બહુ જનો રોળી, કુકરમોથી કરી હોળી;
ખજાના પાપના ખોળી, હવે દિલગીર છો શાને ? ? ?
હણ્યા તેં મિત્રને, પાજી, રચીને પાપની બાજી;
ન રાખી પાંખ તેં સાજી, હવે દિલગીર છો શાને ? ? ?
હતા ઉપકાર ના કરતા, કર્યાં વિદેશ તે ફરતા;
પ્રભુની ધાક નાં ધરતાં, હવે દિલગીર છો શાને ? ? ?
રખાવ્યો રે'મથી રૂડો, બનાવ્યો ડાઘ દઇ કુડો;
ગણાવ્યો બહુ ઘણો બુરો, હવે દિલગીર છો શાને ? ? ?
ભલો જે ભાવ હતો તે, લજાવ્યો લોકમાં તેં છે;
હવે તે કેમ થાશે જે, હવે દિલગીર છો શાને ? ? ?
હવે પસ્તાઈ તું પાપી, પ્રભુની આગને આપી;
હૃદય વિકારને કાપી, હવે દિલગીર છો શાને ? ? ?
પાપી પાપે પામીયો, પૂરા પંદર લાખ;
પ્રભુ પણ જો નવ પુછશે, ભીતિ મન નવ રાખ;

---

## જખમકારને બે ઉદ્દગાર.

### ગજલ.

હૃદયમાં છે જખમ તાજો, રૂઝાવ્યો એ નથિ રૂઝાતો;
બનું હું કેમ તે સાજો. હૃદયમાં૦
જખમની છે પીડા એવી, ગમે નાં નિંદ જો લેવી;

કરી તેં જીંદગી એવી. હૃદયમાં૦
ગમે નાં પીવું ને ખાવું, ગમે નાં આવવું જાવું;
ઘણો એ મન્ન મુઝાવું. હૃદયમાં૦
ગમે નાં બોલવું, કે'વું, ગમે નાં સ્થિર થઇ રે'વું;
દારૂણુ જો દુઃખ છે એવું. હૃદયમાં૦
ગમે નાં પે'રવું અંગે, ગમે નાં કોઇની સંગે;
કર્યો તેં જખમ એ રંગે. હૃદયમાં૦
નથી ધંધો મને ગમતો, નથી હું શાંત થઇ સમતો;
વિચારોથી રહુ દમતો. હૃદયમાં૦
ધણી છે ઢંગ વિનાનો, ખબર લે કોણુ (આ) બીનાનો;
કર્યો તેં ઘાય કીનાનો. હૃદયમાં૦
પ્રભુ જો પાંસર્યો થાશે, ખબર તે દીન લેવાશે;
જખમ તે દિન રૂઝાશે. હૃદયમાં૦
ખબર જો ન્યાયની રીતે, સમજીને કાયદા ચિતે;
કહી જો રાયને પ્રીતે. હૃદયમાં૦
થયો છો હાલ તો રાજી, તિમિરમાં તું ઘણો ગાજી;
કુકરમો કર કરી પાજી. હૃદયમાં૦
સદા દિ નાં જશે એવા, સમજ જે હાલ છે તેવા;
વખત જો આવશે સેહવા. હૃદયમાં૦
અરે વણુવાંકથી મા'રી, ખરાબી તેં કરી ભારી;
સત્તાને વાપરી ન્યારી. હૃદયમાં૦
ધણીની થઇ મતી ઊંધી, બળી ગઇ છે બધી બુદ્ધિ;
નથી જોતો હજી સુધી. હૃદયમાં૦
ભરી તેં વ્યોમમાં ફાળું, કરાવ્યું મેં બધું કાળું;

મને તે જોઇ છે જવાળું. હૃદયમાં૦
પ્રભુ પણ કેમ સાંખે છે.? દયા તે કેમ રાખે છે;?
ત્રિભુવન મુખ ભાંખે છે. હૃદયમાં૦

---

## ગજલ.

કસોટી મિત્રની કરજો, તપાસી મિત્રની પરજો;
પછી તે સાથ વિચરજો કસોટી.
ઘણા લોફર જુવો લાલા, ઘડી, પળ થાય છે વા'લા;
દેખાવો દે ઘડી ઠાલાં. કસોટી.
સ્વારથથી ઉમરા તોડે, ચડીને રાત દિ ઘોડે;
નકામી ખોપરી ફોડે. કસોટી.
ઘણા પીવા અને ખાવા, તણા લેવા જુદા લાવા;
બનાવા આખરે બાવા. કસોટી.
ખરેખર કામની વેળા, ન થાયે આપણી ભેળા;
મર્યે પણ નાં કરે મેળા. કસોટી.
અરિ સમ આપણા થઇને, દગો દે દુર તે રઇને;
ખણે છે મુળીયાં ખઇને. કસોટી.
કસોટી જો નહી કરશો, વિના સહુ મોતથી મરશો;
ત્રિભૂવન સિખ ઉર ધરશો. કસોટી.

---

## ગજલ.

નફટના છોકરા એવા, કરે છે કામ તે કેવાં;
જૂવો દઉં દાખલા તેવા. નફટના૦

બધાને હલકા લેખી, કરે છે ચોગણી શેખી;
ન જાએ આંખથી દેખી. નફ્ટના.
બડાઇ આપની કરતા, રહે છે ફાંકડા ફરતા;
નથી એ લાજથી ડરતા. નફ્ટના.
લડાવે લોકને નિત્યે, સમજી રોજગાર તે ચિતે;
હણાવે સંપ એ રીતે. નફ્ટના.
કમાણી એ ગણે રૂડી, ગમાવે ગાંઠની મુડી;
કરાવે કીર્તિ ભૂંડી, નફ્ટના.
ફરે થૈ લાલીયા લે'રી, વદી વાણી વદનઝેરી;
બની એ સહુ સ્થળે વેરી. નફ્ટના.
ખવારે જે ધણી તેને, પીડે છે પાપીયા તેને;
ન છોડે અન્ય, પોતાને. નફ્ટના.
નફ્ટની વાત છે ન્યારી, તજો યારો તમે યારી;
ત્રિભૂવન સિખ ઉર ધારી. નફ્ટના.

---

ગજલ

સમય બદલાય છે, જ્યારે, બધું પલટાય છે ત્યારે;
અનુભવ થાય છે ત્યારે. સમય.
સદાએ સાથ જે ખાતા, ઘડિ જૂદા નહિ થાતા;
નથી તે ચિત્તથી ચા'તા. સમય.
સુધા તે તો બને ઝેરી, ઘણા વાહલા બને વેરી;
અને લે દુઃખમાં ઘેરી. સમય.
સતી ઘર નારી હોએ તે, બને કુલટા ખરેખર એ;
ન જાણી હોય જગમાં જે. સમય.

ઘણાએ લાવતા મેવા, ઘણા ઊઠાવતા શેવા;
હુકારો ન રહે દેવા. સમય.
મુખેથી બોલતા બાપા, ન પોહરો જીભથી ખાતા;
ન બોલે તે કહે કાકા. સમય.
સમયનો રંગ છે જૂદો; સમયનો અન્ય છે મુદો;
સમયને જોઇ તમે કુદો. સમય.

---

## ગજલ.

સુકાએ ઝાડવું જ્યારે, ન જાએ પક્ષી ત્યાં ત્યારે;
જુવો કો દિન કે વારે. સુકાએ.
પીતાં જે સર વિષે છાણી, ઘણા ઉર હર્ષને આણી;
સુકાંતાં (પશુ) જાય ના જાણી. સુકાએ.
હરણ જે જંગલે ચરતાં, આનંદ ઉરમાં ઘણો કરતાં;
બળ્યે ત્યા પાય નથી ભરતા. સુકાએ.
શ્રીમંતો હોય છે જ્યારે, ઘણાઓ માન દે ત્યારે;
તજે તે દીન થતાં વારે. સુકાએ.
સ્વારથની દુનીયાં દેખો, ખરેખર ખ્યાલથી પેખો;
ત્રિભૂવનના જુવો લેખો. સુકાએ

---

## ગજલ.

જગતને કો નહીં જીતે, બકે છે ચાય તે ચિત્તે;
ન બોલે કોઇ જો રીતે. જગતને.
કવિને ટેક કહે કુડા, કહે વિદ્વાનને ભુંડા;
કહે રંડીબાજને રૂડા. જગતને.

કહે ઉડાવ દાતાને, કહે લોભીજ જ્ઞાતા છે;
કહે છે મ્લેચ્છ જ્ઞાતા છે. જગતને.
ઘણા જે દંભીને માની, કહે (તેને) ગુણી અને જ્ઞાની;
મતિતો હોય છે પાની. જગતને.
ખરા વક્તા જગતમાં છે, કહે છે વાયડા તેને;
ભલા કે મૂઢ સારા છે. જગતને.
ઘણાસત્યવાદીઓ મોટા, ગણે છે તેહને ખોટા;
હરામી નિચના જોટા. જગતને.
જગતની રીત છે ઉંધી, મૂરખને બહુ કહે બુદ્ધિ;
દઉ કયાં દાખલા સુધી. જગતને.

---

## ગજલ.

ન થાએ શાંતિ જ્યાં જરીએ, નહીં ત્યાં પાયજો ભરીએ,
ભલે ભૂખે સદા મરીએ. ન થાએ.
ઘણી જ્યાં ખટપટો હોય, ન જાશો ત્યાં ઘડી કોએ;
ભલે ને લાભ ત્યાં હોએ. ન થાએ.
ઘણા જો ઇરપાવાળા, કરે છે કૃત્ય જ્યાં કાળાં;
વિઘનના જે કરી ચાળા. ન થાએ.
સદા જે ખોદણી કરતા, ભમે છે ગામમાં ફરતા;
નથી જે નિવૃતિ કરતા. ન થાએ.
ઘણા જ્યાં લાલચું, લોભી, જીવે છે લોભને થોભી;
નથા જ્યાં કીરતા શોભી. ન થાએ.
ઘણા જે કુડીયા કપટી, રહેલા સ્વાર્થમાં લપટી;
હૃદયં છુપી છરી ડપટી. ન થાએ.

દયા ને ધર્મ ન મળે જ્યાં, શરમ કે લાજ ન મળે ત્યાં;
નીતિ ભક્તિ નથી જન જ્યાં ન થાએ.
વસે કુલટા તણુા વાલા, રખડતા લોકમાં લાલા;
ભૂપર જે ભાર દે હાલા. ન થાએ.

---

## ગજલ.

કરે છે શખીયો જાજી, ઘણાએ લોફરો ગાજી;
મફતના નિત્ય નવી તાજી. કરે છે.
મરે છે માર જો ખાઇ, છતા માર્યો કહે ભાઇ;
કેવી શૂરવીરતા આઇ. કરે છે.
અક્કલ તો હોય નાં જરીએ, છતા વિદ્વાન થઇ ફરીએ;
આનું શું ! આપણે કરીએ. કરે છે.
કમાવે નાં કદિ કોડી, ધંધામાં ચિત્તને ચોડી;
ગમાવે બાપની મુડી. કરે છે.
ઘણુા તો કૂળના નિચા, બકે છે સર્વથી ઉચાં.
ન મુખે રાખતાં કુચા. કરે છે.
કલંકથી હોએ છે ડુબ્યા, છતાં આપે બની સુબા;
ફરે છે રોફના કુબા. કરે છે.
કરે નાં કોઇનું સારૂં, છેવટમાં મરતાં વારૂ;
કર્યું કોઇએ, કહે મારૂં. કરે છે.
ન જાણે આંક ઉઠાં તે, છતાં ટીકા કરે છે એ;
નકામા નિર્લજ્જાઓ જે. કરે છે.
વગોવે અન્યનાં નામો, વગોવે અન્યના કામો;
વગોવે અન્યના ધામો. કરે છે.

સલાહો કોઈના માગે, છતાં તે આપવા લાગે;
કર્યું કકલાણુ જેમ કાગે. કરે છે૦
દબાવે સવને ઠાલા, જુવો વગડાઉના વાલા;
કહે છે લોક તો લાલા. કરે છે૦
કૃત્યોતો ચોરનાં કરતાં, નથી જો નામ તે ડરતાં;
છતાં હોય શાહ સમા ફરતા. કરે છે૦
ઘણા વંકેલ વટલેલા વરણુથી દુર છટકેલા;
ન હોએ ક્યાંય અટકેલા. કરે છે૦
જનો જ્યાં શેખીના કરતા, પડે નજરે કદી ફરતાં;
ન સામો પગ તમે ભરતા. કરે છે૦

---

## જબરાઇથી નાણું કઢાવનાર કુકર્મી માટે.

### ગજલ.

અરે!! નાણું તમે લેવા, કરો છો કેર તે કેવા;?
સણ્યાં જો જાય નાં તેવાં, અરે!! નાણું તમે લેવા.
ડરાવો કેદ કરવાને, ફક્ત નાણુંજ હરવાને;
પાપી પેટ ભરવાને. અરે??
ચડાવો આળ જો ખોટાં, ગમે તેવાં તેને મોટાં;
કરી બીહામણા ફોટા. અરે??
દીઓ છો ગેબની ગાળો, કરો છો માનખો કાળો;
ભરો છો ફુંદવી ફાળો. અરે??
રીબાવી મારજો મારી, અકરમી ઘા કરી કારી;
પ્રભુની બીક પરવારી. અરે??

રહાવો પાણીએ રાતે, ગુજારી જુલ્મને જાતે;
વિચારો ક્રોધ નાં વાતે. અરે ? ?
ખરેખર રાક્ષસો જેવા, ધરો છો રૂપ જો તેવા;
ફરો છો જીવજો લેવા. અરે ? !
લુંટારા કૃત્યને કરતા, નથી શાને તમે ડરતા;
નથી કાં મોત વિણુ મરતા. અરે ?
તમારૂં ડાચું હું દેખી, બીહું છું જમ સમા લેખી,
તમારી એવી છે શેખી. અરે ?

---

## ગજલ.

પનોતી સાડ સતી બેસે, (અરજદાર થઇને) કોરટમાં તે ઘણી પેસે;
ત્રિભૂવન અનુભવી કે'છે. પનોતી૦
વકીલોની કરી પરવા, વળી ધ્રર તે તણાં ભરવાં;
પડે પૈસા તૈયાર કરવા. પનોતી૦
પુરાવાની પીડા પાકી, જવું ફેરા થકી થાકી;
દશા કહો કેટલી વાંકી. પનોતી૦
વસીલા, વગ તણી વાતો, પડે કરવી ઘણી ત્યાંતો;
ફીકર કહો કેટલી ભ્રાતો. પનોતી૦
પડે ખોટી ઘણું થાવું, તજી રોજગારને ખાવું;
જુવો ભાઈ દુઃખ છે આવું. પનોતી૦
ધ્રુરકીયો કેકની ખાવી, વિના જો કારણે ભાઇ;
દુઃખો તે કયાં કહું ગાઇ. પનોતી૦
વખત જો કોરટે જાવા, ન લાવો કોઇ પણુ બાવા;
કરો અબરામના દાવા. પનોતી૦

## ગજલ.

કરોમાં કામ જો એવાં વધે વેરી ઘણા તેવા;
અકારા લોક કે એવાં. કરોમ..
તજાએ લાજ જો રૂડી, ઘટે જો ઘર તણી મુડી;
ગણાએ શાખ જો કુડી. કરોમાં.
ભોગવવી આપદા ઊંડી, દબાવે લોક જો મુંડી;
ખરાબી થાય જો ભુંડી. કરોમાં.
બીમારી જે થકી આવે, રૂડા રોજગાર ગુમાવે;
(વૈદો) ઘણા જ્યાં આગળે ધાવે. કરોમાં.
જેનાથી હાનીયો જાજી, મળે નિત્યે ઘણી તાજી;
બને શત્રુ ઘણા રાજી. કરોમાં.
મળે નાં જે તણો સાંધો, વિચારો એ નહિ બાંધો;
પડે જે કામથી વાંધો. કરોમાં.
ન થાયે કામ જો તેવું, કદિનાં શિર પરે લેવું;
કઠણ છે જે ઘણું એવું. કરોમાં.
વધે કુસંપ જેનાથી, એ ચેની થાય એનાથી;
વધે કકલાટ તેનાથી. કરોમાં.
ઘણી અગવડ પડે એવી, અને સગવડ ટળે તેવી;
ન તેવી વાત જો લેવી. કરોમાં.

---

## ગજલ.

કર્યે પર નારની પ્રીતિ, બધી અંગડે જુવો સ્થિતિ;
હૃદયમાં રાખવી બીતિ. કર્યે.

ન સુઝે કામ કે ધંધા, કરે છે પ્રેમ એ અંધા;
તજાવે નીતિના બંધા. કર્યે.
નિરાંતે નિંદ જો નાવે, ન ખાવું ખંતનું ભાવે;
હરાયા સમ બનાવે એ. કર્યે.
સગાં વહાલાં દિસે ઝેરી, વળી મિત્રો દિસે વેરી;
તજાવે દરકાર સહુ કેરી. કર્યે.
તજાવે સર્વ જો નાણું, છેવટમાં વેચવું ભાણું;
બનાવે કાળજ્યું કાણું. કર્યે.
બને છે આબરૂ પાણી, કરાવે કીરતી કાણી;
વિચારો ઉર બધા આણી. કર્યે.
કુમોતે મોત થાયે છે, પ્રીતી એ દુઃખ દાયે છે;
ત્રિભૂવન એજ ગાયે છે. કર્યે.

---

## દોહરા.

પરિ પૈસાથી ઉતરે, તજી ભુવન જો દેવ;
પૈસાથી દુનિયાં બધી, કરે પાયની શેવ. ૧
સ્વર્ગ મળે પૈસા થકી, જો કરી જાણે દાન;
દે પૈસાથી ભૂપતિ, મહિમાં મોટું માન. ૨
મુરખ મોટા માનવી, મુંઢ મતિ ના હોય;
પણ ત્યાં પઇસા હોય તો, ભરે સલામો જોય. ૩
ફાવે સહુ ફરિયાદમાં, જ્યાં પૈસાનું જોર;
સાધનને સગવડ મળે, રમત એનીજ ઓર. ૪
સગાં સરવ તે ચાં'ય છે, અઢળક રાખી પ્રેમ;

મિત્ર મળે મન માનતા, એ પઇસાની નેમ. ૫
મુખથી વારી માગતાં, હાજર થાયે દુધ;
એક બોલાવે એકવીશ, લેવા આવે શુધ. ૬
દુનિયાં બહુ ડાહ્યા ગણી, આજ્ઞા આધિન થાય;
વિરૂધ્ધ કો વરતે નહીં, પઇસાને મહીમાય. ૭
સરવ સુખની વેલડી, સરવ સુખનું ઝાડ;
ધન બિન ત્રિભુવનનો, કોઇ ન માને પાડ. ૮

---

## ગઝલ.

અરે ! ? નિંદા તણા કરતા. કરો તો પૂરતી કરજો;
તમારૂં પેટ ઠાંસીને, તમે જો તે વડે ભરજો;
ન ફાટે પેટ નિંદાથી તમારૂં ધ્યાન ત્યાં ધરજો;
ન ઊંચાં થાય આંતરડાં, તમે તે ખ્યાલને કરજો,
ન ચાલે પેટમાં પીડા, અતિશય આહાર જો કરતાં;
ખરાબી થાય નાતેથી, રહેજો ખ્યાલ તે કરતા.
કરાએ એટલી કરતા, ન પાછો પાય જો ભરતા;
પ્રભુ કે જો અમારાથી, જીગરમાં જો નહિં ડરતા.
અમે તો ઇચ્છીએ એવું, જીવીને રહો સદા ફરતા;
અમારા જીવતાં સુધી, તમે જોજો નહિં મરતા.
અમારૂં ઇષ્ટ છે એમાં, અમારા મનમાં જાણી;
બજાવો કામ કાયમ, એ, અમારા મુખની વાણી.

"મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે" એ રાગ.

મૂરખને શિખામણ દેતાં, ઉલટી થાએ હાનીરે;
અળગા વસજો એ કારણથી, માહારૂં કેહેવું માનીરે. મૂરખ.
લાભ તમે તેવાનો તાકી, કેહેશો સેહેજે સવળુંરે;
તદપી કરશે ધાર્યું તેવું, અતિ ઘણું તે અવળુંરે. મૂરખ.
બળતે પેટે કદિ વધારે, જોર કરીને કહેશોરે;
માન ગુમાવી જગતા જનમાં, તમે તમારૂં દેહેશોરે. મૂરખ.
તુંકારા ને ખાશો ગાળો; ઉપકાર જો જો કરતારે;
ત્રિભૂવન સજજન તમને કે ભસે મૂરખ્યાં મરતારે. મૂરખ.

એજરાગ.

લોફર લડતા હોએ તેમાં, કદિ ન આડા પડવુંરે;
સારૂં સાકર જેવું કેહતાં, ઝેર ગણે છે કડવુંરે; લોફર.
આવામાં આડે પડવાથી, પાપ પનોતી વળગેરે;
ચોટે ચિત્તા સમ આપણને, ઓને રાખી અળગેરે. લોફર.
આવા આવે આપણ પાસે, કદાચ કાંઇએ કે'વારે;
ક્ષણભર વાત હૃદયમાં ધરવા, કાન કદિ નવ દેવારે. લોફર.
આવાને અવલોકી ડાહ્યા, સદાય રેહેજો અળગેરે;
કયાં નદીએ જાવું છે નાવા, જાલમ ઝગડો સળગેરે. લોફર.

ગજલ.

હરામી હોય છે કેવા ? જુવો કઉં લખણ તેવા;
તમારા લક્ષમાં રેહેવા. હ૦ ।। ૧ ।।

કરે ઉપકાર જે લાખો, કપાવે તે તણી પાંખો;
હરામી ભવ જુવો આખો. હરામી૦
કરેલી ખાનગી વાતો, અરિને જઇ કહે જાતો;
વિના નથી શાંત તે થાતો. હરામી૦
લડે જો લાકડાં તેવા, ઘડે ઘોડા સદા એવા;
મરવ ને દુઃખડાં દેવા. હરામી૦
બીજાને દુઃખ દે પાજી, બને ત્યારેજ તે રાજી;
હીણા (કૃત્યો) થી નામરે લાજી. હરામી૦
ધરે નાં કોઇનું કાને, પ્રભુનું પણ નહી માને;
છેવટ સમશાન ને સ્થાને. હરામી૦
ફરેછે છીદ્ર તે જોતા, ગણેનાં પારકા, પોતા;
ત્રિભૂવન કે જુવો શ્રોતા. હરામી૦

---

## ગજલ.

ફજેતી થાય છે હાડી, મળે જ્યાં શંખણી લાડી:
કલેજી ખાય છે ફાડી. ફજેતી૦
ઉઠે છે પોહોર દિન ચડતા, બધાને રાંડ તે લડતા;
મૂકે નાં ટેવ તે મરતાં. ફજેતી૦
સદા રહી લુગડે મેલી, જુવો તો ભુતડી ઘેલી;
કરે ડાહાપણુ વળી પેલી. ફજેતી૦
કહ્યું તે કોઇ નાં માને, શિખામણુ નાં ધરે કાને;
પડી તે ભોગ છે પાને. ફજેતી૦

ન ટાણે રાંધણું આપ, રાંવે તે બાફણું બાફ

મળેલી પૂર્વના પાપે. ફજેતી૦

અદેખી ને અકોણી એ, કરે ધારેલ તેણે તે;

ગણે ગાંડે ન બીજાને. ફજેતી૦

વધારે કોઇ જો વેળા, કહો તો માનવી ટોળાં;

જુમોથી બહુ કરે ભેળા, જુઓ જન્માષ્ટમી મેળા. ફજેતી૦

મળે જ્યાં શંખણી નારી, પુરૂષ ભવ જાય તે હારી;

ન ફાવે કોઇ જો કારી. ૪જેતી૦

ફજેતીથી ડરી જગમાં, જવા મન થાય છે નગમાં;

વિશેષે તો કહું ખગમાં. ૫જેતી૦

---

## (મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે.)

### એ રાગ.

નબળા દિનની એ નિશાની, વેરી લાગે વા'લારે;

અણુધારી આવે ઉપાધી, ભોંયથી પ્રગટે ભાલારે. ન.

સંપ સરવથી જાએ ચાલ્યો, એવી કુમતિ આવેરે;

કારણ વિણુ કંકાસ વધારી, સઘળે ભૂંજી.વાવેરે. ન.

ધંધામાંથી ધ્યાન તજાએ, સુઝે ખરચો કરવારે;

દેવાની દરકાર ન રાખે તજી લજયાની પરવારે. ન.

કાં બૈરીને કેહવે ચાલે, નહીં બીજાનું માનેરે;

દેવ દયાથી કેહવા આવે, કદિ ન સુણુશે કાનેરે. ન.

જાડાણાનું જોર વધે છે, નીતિ નાતરે મુકીરે:

પાપ કરમમાં પગદે પેહેલો, સત્ય ધર્મને ચુકીરે. ન.
બીજાનું દેખીને સારૂ, ચિતડું સળગી જાએરે;
દેખે અન્યનું અવળું ત્યારે, આનંદ ઉર ઉભરાએરે. ન.
સ્વારથ કારણ બીજાઓને, દેછે દુઃખમાં બોળીરે;
નવ જાણે નિજ ઘેર પ્રગટશે, ફાગણ સુદ (૧૫) ની હોળીરે. ન.
જો પોતાને મળતો હોએ, કદિક પૈસો એકજરે;
હજારની અન્ય હાની કરતાં, ડરે ન દિલથી છેકજરે ન.
ખાએ તેનાં ખણે મૂળીયાં, ઝડમૂળ કરવા સારૂરે.
કુકરમી જો કાંઈ થાતાં, ધરાર કરે છે ધાર્યુંરે. ન.

---

# હિંદુ બાઇઓના સુધારા.

## (રાગ) મરશીયાં.

હાય હાયરે હિંદુ બાઇઓના સુધારા;
તજી દીધા રીવાજો, રૂપાળારે હાય હાય.
હાય વોયરે હિંદુ બાઇઓના સુધારા ॥ટેક॥
સહુ જુવો છો ભાઇ ભલાજો, મુકી દીધો છે માળવે મલાજો;
કેવી દીસે છે તમને બલાજોરે, હાય હાય ! ! હાય વોયરે.
હોય હાથેક સોળનીં સાડી, તોય અરધે માથેરે ઉઘાડી;
ફરે આમ તેમઘુમતી અનાડીરે, હાય હાય ! ! હાય.
જુવે પોલકાં નિત્યે રૂપાળાં, ઘણી ઘણી ટુંકી બાંય વાળાં;
રહે બાવડાંઓ અર્ધાં ઉઘાડાંરે હાય હાય ! ! હાય.
બહુ પોલકાંઓ આજે ગમે છે, પેહેરી પોલકાંને ખુલ્લી રમે છે;

અને ચૌટાંની મધ્ય ભમે છેરે, હાય હાય ! ! હાય.
અંગ ઓઢે છે વસ્ત્રો જો આંછાં, અંગ દેખાય વાંસેથી ખાસાં,
જુવો જુવો ભાઇ આ તમાસારે, હાય હાય ! ! હાય.
પેહેરી સપાટ, બુટને ચાલે, એક હાથે જો છત્રી ઝાલે;
પછી મલકાતી મન મ્હાલેરે, હાય હાય ! ! હાય.
ચા, વિના ન દિન એક છાંડે, ઉઠી વ્હેલીને કીટલી માંડે;
દીધા વાળી જો ધમરોળ રાંડરે, હાય હાય ! ! હાય.
મુખ ધાલે છે પાનના ડુચા, થુંક ફેંકી કાડે બહુ કુચા
હોઠ રાતા કરી જુવે છે ઉચારે, હાય હાય ! ! હાય.
કરે સોદા જો જઇને બજારે, હરી ફરી દુકાનો હજારે;
બાપ, દાદાની આબરૂ વધારેરે, હાય હાય ! ! હાય.
નિત્ય જોવા નાટકને જાયે, ગીત મુખે નાટકનાં ગાયે;
હોય ભલે પિતા, માત, ભાઇએરે, હાય હાય ! ! હાય.
કૈંક સીખી હોટલમાં જાવા, બેસી ખુરસી ટેબલપર ખાવા;
કુળ ઉભયની આબરૂ ગુમાવે, હાય હાય ! ! હાય.
ઘેર ચુલે નાખે નહિં છાંણું, ભાંગે ડબલ હોટેલમાં નાણું;
ભલે રેહેવાનાં હોયેના ઠેકાણાંરે. હાય હાય ! ! હાય.
બહુ ભાવે સીખંડને પુરી, રૂડાં રાયતાની સાથે કચુરી;
શાક મફત ખાવે બની સુરી, હાય હાય ! ! હાય.
રૂડા હાથના ખોરાકને તજ્યા, ખાવા ગમે હોટેલનાં ભજીયાં;
લે છે નાણાં કરીને ઘેર કજીયારે, હાય હાય ! ! હાય.
વળી મોઢાં રૂમાલે લુછે છે, આમ ભમરા હોટેલમાં ભુંસે છે;

કોણુ એવી નારીને પુછે છેરે હાય !! હાય.
ઘેર ઘાઘરાને જાલરો જાજી, હોય તેમ તેમ થાય તે રાજી;
જોઇ જોઇને મરૂં છું હું લાજીરે, હાય હાય !! હાય.
કૈંક દિસે ગુલાબડી જેવી, જાણે મારવાડની એક દેવી;
ભાઇ વિશેષ વખાણું હું કેવી રે હાય !! હાય.
કૈંક દેશી રાજાઓની રાણી, ફરે ખુલ્લી થઇને ભાઇ સાણી;
મુકી માથે ઓજલને પાણીરે, હાય !! હાય.
માન હતું ઓજલમાં મોટું, ગણી દીધું તેને સાવ ખોટું;
અને કાઢે ગાડીમાં રોજ દોટુરે, હાય હાય !! હાય.
સુર્ય ચંદ્ર ક્યારેક મુખ જોતાં, એમ રાણી ઓજલમાં રેહેતાં;
હવે જુવે ભંગીને ઢેડ સોતાંરે, હાય હાય !! હાય.
પૂર્વે સતિ થવા રાણી જાતી. ફક્ત ત્યારે ખુલ્લી તે દેખાતી;
મુખ અંબે અંબે ઉચરાતીરે, હાય !! હાય.
ઇંગ્રેજે જીવીત દાન દીધું, સતી થવા તણુ બંધ કીધું;
ત્યારે ઉપરનું માન વોરી લીધુંરે, હાય !! હાય.
ઘણા લોકે સુધારો આ કીધો, ઇરાની પોષાક વળી લીધો;
હાય મુંબઇથી ડંકો આ દીધોરે, હાય હાય !! હાય.
હોય વેતા ન એક જો રતિના, કામ કરે છે અવળી મતિના;
ભોગ મેળવ્યા છે પ્યારા પતિનારે, હાય હાય !! હાય.
પાડી ટેવો જો છેલ કરવાની, પડે મરજી ત્યાં ત્યાં તે ફરવાની;
મુકી માથેથી બિક મરવાનીરે, હાય હાય !! હાવ.

વાત કરવા કાગળથી શીખી, રૂડા રીવાજ નાખીયા છે વીખી;
ખાય છેવટે આ દુનિયાને ભીખીરે, હાય હાય !! હાય.
અન્ય પુરૂષને દઇને તાળી, વાત ચૌટે કરે છે રૂપાળી;
કહો કોણ શકે ભાઈ ખાળીરે, હાય !! હાય.
ન હોય ઘરમાં અરે એક ધાતુ, તેમાં કરે નવી નવી વાતું;
નથી દુઃખડું આ ખમી ખવાતુંરે હાય હાય !! હાય.
જુના રીવાજ દીધા છે ત્યાગી, નાના મોટા ઘરોમાં લાયલાગી;
હવે સુઝે જવું નહિં ભાગીરે, હાય હાય !! હાય.
નથી ધર્મ ગુરૂ શિખ દેતા, મોટા મોટા નથી બંધ રેતા;
નથી પ્રભુ આવીને કેઇ કે'તા રે, હાય !! હાય.
નથી ભક્તિના ભાવ ઉર ધરતી, નથી દાન પુણ્ય હાથેથી કરતી,
વ્હાલા વિઠલ વરને નથી વરતી, હાય હાય !! હાય.
સાસુ સસરા ને નણદી ગમે નહિ, સાથ બેસીને પ્રેમે જમે નહિ;
બોલ કહિ તે કોનો ખમે નહિરે, હાય હાય !! હાય.
કેક ધણીની પહેલાં જમે છે, વળી મરજી પડે ત્યાં ભમે છે;
છતાં ગુણી આ કેમરે ગમે છેરે, હાય હાય !! હાય.
જુવો જુવો કહું મારા મિત્રો, આ કેવાં સુધારા ચરિત્રો;
કાંક જોશોતો રહેશો પવિત્રોરે, હાય હાય !! હાય.
દાસ ત્રિભૂવનની સુણી વાણી, થતી અટકાવો આબરૂ હાણી;
રીત હિંદુની લોઢે લેવાણીરે. હાય હાય. !! હાય.

# ખોટી ભકતાણીઓ ઠગાતાઃ ના તે કેવી હોય છે?

### દોહરા.

ભલી દીસે ભકતાણીયો, રામ રામ કરનાર;
જુઠ વદે, જારો રમે, ચોરી કરે અપાર. ૧
સતિ તણા ચાળા કરે, બોધ દીએ બહુ વાર;
કૃત્ય કાળાં એવાં કરે, જોઇ ત્રાસે કિરતાર. ૨
પાછળ હોતે પુંછડું, જો હત લાંબા કાન;
ઓળખવા સેહેલું થતે, પણ ભુલ્યો ભગવાન. ૩
રૂપ, રાગને બોધથી, કોઇ ઠગાશો નહી;
એવી કેક ભકતાણીઓ, છે જાણી મેં અહી. ૪
ફાટેલ ને ફીટેલ ઘણી, ન્યાળી નજરે નાર;
તોબા તોબા પામીયો, જાણે જગદાધાર. ૫

---

## સદામાનુષોની સાક્ષાત સતિ.

### દોહરા.

બાનુ બાના નામથી, ઓળખાતાં એ બા;
પતિ મુખ જોઇને ઉઠવા, રમણીક એ રંભા.
પતિ પાયને પુંજતી, અબીલ, ગુલાલ લઇ ફુલ;
પતિ જમાડી જમતી, કરતી એ કુતુહળ.
પતિ ગયા પરલોકમાં, વિત્યા વરસો પાંચ;
પુત્રી પ્રગટી તેમણે, જરી નવ ખાધી આંચ.
આવી સતિ આ લોકમાં, હાલ હૈયાતી છે;
માહાચંડાળ આજ, જગ વિષે, એ ત્રિભૂવન શાકિ.

**સમાપ્ત.**

# ભાવનગર રાજ્યના મહુવા માહાલમાં, જાહેર પ્રજામાં, કરપીણ રીતે થયેલાં બે ખુન.



ખુનીઓને બચાવનાર સામે પડી આત્મભોગ આપવા તૈયાર થઇ ખરી હકીકત અજવાળે લાવનાર બાહાદુર નરરત્નને અમારા તરફથી ધન્યવાદના બે બોલ.



બાહાદુર નરરત્ન ન્યાયચર્ય સાહેબ,

**કાવસશાહ પીરોજશાહ કરાકા,**

રે. મહુવા પણ હાલ અમદાવાદ.

આ મહુવા એ ભાવનગર રાજ્યનો મુખ્ય માહાલ છે. જ્યાં વીશ હજાર માણસની વસ્તી છે. આ ભાવનગર રાજ્ય કાઠિયાવાડ ઇલાકામાં "પાયોનિયર" પંક્તિમાં ગણાય છે. રાજ્યકર્ત્તાનું નામ ભાવસિંહજી છે, અને તેઓશ્રીએ કે. સી. એસ. આઇ. નો ઇલકાબ ધારણ કરેલ છે. તે રાજ્યકર્ત્તાની રૈયત વર્ગમાં તમો હતા. આ પત્ર લખવાના કારણમાં હકીકત એવી છે કેઃ—

તા. ૧૯–૮– સને ૧૯૧૪ ના રોજની રાત્રીએ (રોજા મહિનાની તા. ૨૬ મીની રાત્રે) બે પોલીસ ચકલા વચ્ચે અને પોલીસ

પેહેરા નજદીક-રાતના બાર ઉપર બે વાગે-પરજીયા સોની નાજા નારણુ નામના સખ્સને તથા તેમની ઓરત બાઈ વાસલને તરવારની ઝેરી ધારથી સંખ્યાબંધ પ્રહારોથી ટુકડા કરી ઠાર ગારી નાંખવામાં આવ્યાં-જેનું વૃત્તાંત લખતાં હૃદય કંપે છે.

ખુન થયાની તારીખે, પોલીસ, ફોજદાર, જમાદાર, અને હવાલદાર વિગેરે ગામમાં હાજર હતા. છતાં ખુન કરનાર કોણુ છે? અને તે કયાં નાસી ગયા? એ બાબતમાં તેમના તરફથી સિધિ રીતે બીલકુલ તપાસ કરવામાં આવી ન હતી. તપાસ નહીં કરવાનું કારણુ. ખુનો કરવવામાંજ પોલીસવાળાએ મુખ્ય પાઠ ભજવેલો છે. "જુવો મહુવા ન્યાયાધિસની કોર્ટના ફોજદારી કેસ નંબર ૩૧૨ સં. ૧૯૭૧" "અને ભાવનગર સર ન્યાયાધિસ સા. ની કોર્ટના સેસન્સ કેસ નંબર ૨૯ સંવત ૧૯૭૧."

ખુનીઓને પકડવાનું કામ પોલીસ ફોજદારનું હતું, તો તેનો આ કામમાં હાથ હતો એટલે પકડાય કેવી રીતે? અર્થાત આ બે ખુનની વાત કૂતરા, બીલાડાના સ્વભાવકિ મૃત્યુ તરીકે લેખાઇ હવા-સીક બની ગઈ. આ વાત મારા સાંભળવા પ્રમાણે તમોને ઘણીજ કંટાળાપાત્ર થઇ પડી. અને તમો ભાવનગરની રૈયત હોવાથી તેમજ, તમોશ્રીના માન્યવર્ય પુજ્ય-પિતાશ્રીએ લગભગ બાવીશ વર્ષ સુધી આ. પો. ના ઉપરી તરીકે, તેમાં પાંચ વર્ષ લગી તો સ્વતંત્ર પો. ઉ. સાહેબ તરીકે, ન્યાયિક વૃત્તિથી, નિમકહલાલ કરેલી નોકરીના સંસ્કારો તમોએ જાતે જોએલા હોવાથી તમારૂં અંતઃકરણુ ઉછળી આવવાને લીધે, આકાશના તારા તોડવા જેવા મહાન કાર્યમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબને મળવામાં વિજય મેળવ્યો, હકીકત સમજાવવામાં ભાગ્યશાળી બન્યા-માહાન પર્વતને માથે ઉચકવા જેવા ભયને ધારણુ

કર્યો, અને પોલિસના ઉપરી સિવાય, સ્પેસીયલ પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટની નિમણુંક કરાવી–કેસ હાથ લેવરાવી, પુરાવો એકત્ર કરાવી આપ્યો–છેવટે ન્યાય કોર્ટમાં કેસ સાબીત કરાવી આપ્યો. આવો બનાવ જો જોઇએ છીએ તો કાઠિયાવાડ ઇલાકામાં પહેલોજ જોઇ શકાય છે. તે ખાતે તમો નામદારને માહરે કેટલો ધન્યવાદ આપવો ??? કેટલી સાબાસી દેવી ??? છેવટ કયા સારા શબ્દોમાં બોલવું–તે મારી હૃદય ડીક્ષનેરી જોતાં જડતા નથી.

જુવો કે આ કામ કરવામાં તમોએ તમારા પૂર્વજોના કાર્યથી વિશેષ કર્યું નથી. મતલબ ?

૧. આપના પિતાશ્રી પીરોજશાહ બેહેરામજી કરાકાએ ભાવનગર રાજ્યમાં બાવીશ વર્ષ નોકરી કરી રાજ્ય પ્રજામાં સંપૂર્ણ સંતોષ મેળવ્યો છે.

૨. આપના દાદશ્રી બેહેરામજી હોરમસજીએ મોર સંધવાણી અને દેદા બારવટીઆ જેવા, કાઠિયાવાડમાં તોબાં પુકરાવનારને પકડવામાં વિજય મેળવ્યો હતો.

૩. આપના પિતાશ્રીના પુજ્ય કાકાશ્રી ધનજીશાહ હોરમસજી તે કાઠિયાવાડ ઇલાકામાં રાજકોટ ખાતે પોલીટીકલ એજંટ હતા. જેમણે કાઠિયાવાડ ડીરેક્ટરી લખી છે.

આવા ઉજ્વળ કીર્તિવંત અને ખાનદાન કુટુંબમાં ઉત્પન્ન થયેલા પુરૂષ જે નીતિ, ધર્મ, સત્ય, દયા અને લોકહિતનાં લૌકિક કામ કરે તેમાં નવાઇ નથી પરંતુ એવા કુટુંબનાજ પુરૂષો આવું કામ જગતની દ્રષ્ટિપર લાવનાર તરીકે કહું તો તમોશ્રીજ છો. આ કાર્યકર્ત્તા તમોએ મૃત્યુના સંયોગોમાં આવી ગયા છતાં નિડર રહી, કાર્ય સાફલ્ય કર્યું

એ ઓછા ધન્યવાદની વાત નથી. વળી કોઇ જાતનો જાતીકો સ્વાર્થ કે રાજ્યલાભ હતો નહી છતાં પોતાને ખર્ચે બોહોળી નુકસાનીએ વેઠી વિજય મેળવ્યો તેથી વિશેષ ધન્યવાદ ઘટે છે.

ઉપરનો પત્ર હું મારી ત્રીભુવન તરંગ નામની ચોપડીમાં પ્રગટ કરૂં છું. તેમાં મેં યોગ્ય પત્ર લખેલો ગણી પ્રગટ કરવા રજા આપશો તો મારા હૃદયને નિવૃત્તિ મળશે. તા. ૩૦-૩-૧૯૧૬.

લી. શેવક

ત્રિભૂવનદાસ નારણજીના

સવિનય પ્રણામ.

**ભાઇશ્રી ત્રીભોવનદાસ નારણજી કવી,**

**અમદાવાદ.**

તમારો લખેલો પત્ર યથાર્થ છે, પરંતુ મેં મારી ફરજથી કાંઇ પણ વીશેષ કર્યું નથી, અને ભાવનગરના ખુદાવીંદ મહારાજા સાહેબના રાજ્યની સેવા બજાવવી તે માહરા મુખ્ય ધર્મ પ્રમાણે માહરી મુખ્ય ફરજ ગણાય; ને તે મેં કાંઇ પણ અંશે બજાવી હોય તો તેમાં કાંઇ પણ વીશેષ કર્યું નથી. ચોકસ સાબીત કરવાનું માન મે. વામનરાય કપીલરામને ઘટે છે. આ પત્ર પ્રગટ કરવાથી કાંઇ વીશેષ નથી. તમારો મારા કાર્ય સામે એટલે દરજજે પ્રેમભાવ છે તે જાણી હુ ખુશી થાઉં છું. તા. ૧-૪-૧૬.

**લી. સેવક.**

**કાવસશાહ પીરોજશાહ કરાકાના**

**સલામ વાંચશો.**

# ખુલાસો.

---

પ્રિય સજ્જનો ? ? ?

મને ઉપરના કેસનું પરિણામ જાણવા માટે કેટલા એક ગ્રહસ્થો તરફથી પુછવામાં આવે છે, તો તેના ખુલાસામાં જણાવું છું કે:—

આ એકજ કેસમાં ન્યાય, નીતિ, દયા, ધર્મ અને સત્યને કાબુમાં રાખવાને માહાન મનોબળનો વ્યય કરી નામદાર સેસન્સ જડજે સેસન્સ કેસ નંબર ૨૯ સંવત ૧૯૭૧ ના કામમાં, ઘણાજ દસ્તાવેજી અને મુખ જબાન પુરાવ પર પુખ્ત વિચાર કરી ન્યાય બુદ્ધિ અને ઇશ્વર પ્રેરણાએ જ્યુરીના મત સાથે મલી, તા. ૨૦ મી માહે એપ્રિલ સને ૧૯૧૬ ના રોજ (૧) જંડુર રામને ફંસી, (૨) ધાના મુળુને જન્મ પર્યંત કેદ ઉપરાંત સાત વર્ષ સખ્ત મજુરી, (૩) પોલીસ હવાલદાર રામ હાજાને તેજ પ્રમાણે, (૪) ભગવાન ખીમાને તેમજ, (૫) વેલા ભાયાને ફાંસી, (૬) પોલીસ હવાલદાર નથુ સાંગાને નંબર ૩ પ્રમાણે અને પોલીસ જમાદાર ત્રીભોવન જેઠા નંબર (૭) માને ત્રણ માસની સખ્ત મજુરી સાથે રૂ ૨૦૦) બસો દંડની શિક્ષા કરી બાદ પોલીસના ઉપરી શીરસ્તેદાર, પોલીસ ફોજદાર તારાચંદ દીયાલજી, પોલીસ ફોજદાર અબદલહુસેન નુરદીન વિગેરે બીજા કેટલા એક ફોજદારો, જમાદારો, હવાલદારો અને સિપાઇઓના ઉપર, ઉપરના ગુન્હાને અંગે કરેલા ગુન્હા સંબંધી કામ ચલાવવાની પરવાની આપી.

ઉપરના કેસને અંગે ના. મા. ની હજુર કોર્ટના ફો૦ મંજુરી કેસ નંબર ૨, રીવીઝન અરજી નંબર ૧ અપીલ નંબર ૭–૮–૯ સંવત ૧૯૭૨ ના કામમાં નંબર ૧ ને ફાંસી નંબર ૫ ને કોઇપણ પ્રસંગે જીવ જતાં સુધી છોડવો નહીં. એવો ઠરાવ કરી બાકીના

ગુન્હેગારોને છોડી દેવામાં આવ્યા
વવાની પરવાનગી આપવામાં આવે
વામાં આવેલો છે.

ઉપરના અસલ અને અપીલ કોર્ટનાં તમામ કાગળાની નકલો મારા પાસે આવી, ગઇ છે. તે વાંચતાં અને વિચારતાં સેસન્સ કેસનો ફેંસલો બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જેવા દેવાધિદેવની કદાચ ફુલ બેંચમાં રજુ કરવામાં આવે તોપણ તેઓ માન્યવર દેવોથી કાના, માત્ર રસ્વ, દીર્ઘ, અલ્પવીરામ, અર્ધવીરામ, માહાવીરામ, પુર્ણવીરામ જેટલી ભુલને માટે દોષ મુકી ફેરફાર કરી શકાય તેમ નથી. આવો અમારો પ્રબલ અભિપ્રાય થયો છે. જેને માટે તે અભિપ્રાય ગદ્ય, પદ્યના રૂપમાં લખવામાં આવેલ છે. તે અમુક પ્રસંગની સાનુકુળતાએ નામદાર મહારાજાની હજુરમાં રજુ કરવા ઉપર બાકી ત્યારબાદ યોગ્ય જણાયે પુસ્તક રૂપે પ્રગટ કરી જન સમાજની સેવામાં રજુ થશે. રજુ થવાના સંયોગે ગ્રહાકો થવાને જાહેર ખબરથી ખબર આપવામાં આવશે.

# જાહેર ખબર.

અમદાવાદ સ્ટેશન લગતા મુસાફરખાના સામે અમારી વીશીમાં ઉતરતા મુસાફરોને માટે, રહેવા, ખાવાની સારી સગવડના કરી આપીએ છીએ. એક વખત આવો. ખાત્રી કરો.

દોહરો.

ભાત, દાળ ને રોટલી, ભાત ભાતનાં શાક;
કરો જમીને ખાતરી, એ ઉઘાડી વાત.

**વીસીવાળા સીવલાલ છગનલાલ,**

અમદાવાદ.

[illegible]ો.

દાદરણુ. [illegible]વો નીકળ્યાં [illegible]મ પ્રવાસરે એ ઢબ.

મન ગમતિ અહી ટોપી મળશે, જમનાં [illegible] એ તેવાંરે;
ફરાક જરાક (૧) જો જો જાંખી [illegible] પડતો લેવા;
આવો અલબેલા એ જ્ઞાતા ગુણીભાઇ [illegible] ટેક ॥ ટેક ॥
મનહર જોડી છે મોજાંની, હુવાલ [illegible] (૨) રંગીરે.
ઘણા કિમતી, ઘણાજ સસ્તા, નાનાં [illegible]ંગી. આ૦

નકસી જોઇએ તેવા દઇએ, ફેશન જોઇ[illegible] તારે;
જથાબંધ ને વળી પરચુરણ, ગમશે ત[illegible]ા. આવો૦

દગાકપટની વાતો નમળે, કિંમત એકજ [illegible]રે;
છતાં માગણી કરશો જુદી, શીખ (૩) [illegible] દઇશું. આવો૦

રાજનગરમાં (૪) રહીએ, કહીએ, પાનકોર[illegible] નાકેરે;
દુકાન નંબર "૩૬૦૦" ઉપર "છાસઠ" [illegible] આવો૦

નામ રામજી લેતા આવો, સુત પીતાંબર [illegible] પુછી;
જરૂર, જરૂર, જરૂર પધારો, ખરીદી થાશો [illegible]શી. આવો૦

**મેસરસ દરજી રામજીભાઇ પીતાંબરદાસ,**

**ઠે. પાનકોર નાકે દુકાન નંબર ૪૬[illegible]૬ મુ. અમદાવાદ.**

---

(૧) થોડીવાર (૨) ભાતભાતના (૩) રજા (૪) અમદાવાદ.